# COPIOUS NOTES ON

# THE NEW ROYAL READERS, NO. 1.

*Grammatical explanations, with pronunciations of all the words in Gujarati, as well as Gujarati meanings, together with a Gujarati translation of the whole book; giving the pupil every facility and all that is required to go smoothly through the text.*

## ન્યુ રોયલ રીડર્સ, નં. ૧ લાના મીનીંગ, (કમ્પ્લીટ)

જેમાં—વિધારથીઓને પુરેપુરી સવળતા મળે એવી રીતે સઘળા બોલોનું અંગ્રેજીમાં પદચ્છેદ, ગુજરાતી ઉચ્ચાર, ગુજરાતી અર્થ, તેમજ ગુજરાતીમાં આખી બુકનો તરજુમો આપવામાં આવ્યો છે

( Registered under Act XXV of 1867 )

PUBLISHED & SOLD BY

**NANABHAI BEJANJI KARANI.**

Book-Seller, Publisher, &c., 33, Dhobi Talao, Bombay No. 2.

## નાનાભાઇ બેજનજી કરાણી

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, નં૰ ૩૩, ધોબીતળાવ, મુંબઇ. નં૰ ૨

Price 8 Annas. કીંમત આઠ આના.



આ પુસ્તક શ્રી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંટીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૰ નાનાભાઈ બેજનજી કરાણીએ નં. ૩૩, ધોબીતલાવ મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# A GUIDE

TO THE

## NEW ROYAL READERS, No. I.

### DOG SHAGGIE, ( ડૉગ શૅગિ ) શૅગિ કુતરો.

A, *ind. a.* ( એ ) એક.
Little, *a.* ( લિટલ ) નાની.
Girl, *s.* ( ગર્લ ) છોકરી.
Had, *v.* ( હૅડ ) પાસે હતો.
Dog, *s.* ( ડૉગ ) કુતરો.
Which, *pro.* ( હ્વિચ ) જે.
Of which, (ઑફ હ્વિચ) જેનો.
Was, *v.* ( હ્વૉઝ ) હતી.
She, *pro.* ( શી ) તેણી.
Very, *ad.* ( વેરિ ) ઘણી.
Fond, *a.* ( ફૉન્ડ ) શોખીન.
Called, *v.* ( કૉલ્ડ ) બોલાવતી.
Him, *pro.* (હિમ) તેને.
Gave, *v.* ( ગેવ ) આપ્યું.
That, *pro.* ( ધૅટ ) તે.
Name, *s.* ( નેમ ) નામ.
Because, *con.* (બિકૉઝ) કારણ કે.
He, *pro.* ( હી ) તે.
Rough, *a.* ( રફ ) ખબરાયલી.
Shaggy, *a.* (શૅગિ) ગુચ્છાદારવાળની.
Coat, *s.* (કોટ) ઉપરના ચામડીનું ઢાંકણ.
Look, *s.* (લૂક) નજર.
At a look, (ઍટ એ લૂક) એકી નજરે.
Or, *con.* (ઑર) અથવા.
Word, *s.* ( વર્ડ ) શબ્દ; બોલ.
From, *pre.* ( ફ્રૉમ ) થી; માંથી.
His, *pro.* ( હિઝ ) તેની.
Mistress, *s.* ( મિસ્ટ્રિસ ) શેઠાણી.
He, *pro.* ( હી ) તે.
Ran, *v.* ( રૅન ) દોડી જતો હતો.
Do, *v.* ( ડૂ ) કરવું.
Her, *pro.* ( હર ) તેણીનો.
Bidding, *s.* ( બિડિંગ ) હુકમ.
Never, *ad.* ( નેવર ) કદી નહીં.
Be, *v.* ( બી ) થવું.
He had never to be told, (હિ હૅડ નેવર ટુ બી ટોલ્ડ ) તેને કહેવું પડતું નહતું.
Second, *a.* ( સેકન્ડ ) બીજી.
Time, *s.* ( ટાઇમ ) વખત; વેળા.
Good, *a.* ( ગુડ ) ભલો.
And, *con.* ( ઍન્ડ ) અને.
Taught, *v.* ( ટૉટ ) શિખવ્યો.
Him, *pro.* ( હિમ ) તેને.
How, *ad.* ( હાઉ ) કેમ.
How to do, ( હાઉ ટુ ડુ ) કેમ [ કરવું.
A great many, (એગ્રેટમૅનિ) ઘણા.
Tricks, *s.* ( ટ્રિકસ ) ચાળા; ખેલ.
Let tell, *v.* ( લેટ ટેલ ) કહેવા દેવો.
Me, *pro.* ( મી ) મને.
You, *pro.* ( યૂ ) તમને.
Them, *pro.* ( ધેમ ) તેઓને.
One, *a.* ( વન ) એક.
This, *pro.* ( ધિસ ) આ.

**The**, *de a.* (ધી) તે.
**Way**, *s.* (ઉવે) રીત.
**Used**, *v.* (યુઝડ) વાપરતી હતી.
**Talk**, *v.* (ટૉક) વાત કરવી.
**When**, *ad.* (ઉ્હેન) જ્યારે.
**Bit**, *s.* (બિટ) ટુકડો; કકડો.
**Bread**, *s.* (બ્રેડ) રોટલી; પાંઉ.
**Bun**, *s.* (બન) મીઠી પુરી.
**Give**, *v.* (ગિવ) આપવું.
**Now**, *ad.* (નાઉ) હવે, હમણાં.
**Sir**, *s.* (સર) સાહેબ.
**Stand**, *v.* (સ્ટૅન્ડ) ઉભા રહો.
**Look**, *v.* (લૂક) જુઓ.
**At**, *pre.* (ઍટ) તરફ.
**Till**, *ad.* (ટિલ) જ્યાં સુધી.
**I**, *pro.* (આઇ) હું.
**Call out**, *v.* (કૉલ આઉટ) બોલું.
**Two**, *a.* (ટુ) બે.
**Three**, *a.* (થ્રી) ત્રણ.
**Want**, *v.* (ઉવૉન્ટ) જોઇએ.
**If**, *con.* (ઇફ) જો; અગર.
**Move**, *v.* (મૂવ) હીલવું.[ના, હાલતો ના.
**Do not move**, (ડૂ નૉટ મૂવ)ખસતો
**Say**, *v.* (સે) કહેવું, બોલવું.
**Then**, *ad.* (ધેન) ત્યારે.
**Again**, *ad.* (અગેન) ફરીથી; પાછો.
**It will not do**, (ઇટ ઉવિલ નૉટ ડુ) ચાલશે નહિ.
**Jump**, *v.* (જમ્પ) કુદવું.
**For**, *pre.* (ફૉર) માટે, સારૂં.

Quite, *ad.* (ક્વાઇટ) તદન.
Still, *a.* (સ્ટિલ) શાંત.
Moved, *v.* (મૂવ્ડ) હાલ્યો.
Heard, *v.* (હર્ડ) સાંભળ્યું.
Up, *ad.* (અપ) ઉપર.
Jumped, *v.* (જમ્પ્ડ) કુદયો.
Got, *v.* (ગૉટ) લીધો.
Girl's, *s.* (ગર્લ્સ) છોકરીના.
Hand, *s.* (હૅન્ડ) હાથ.
Boys, *s.* (બૉય્ઝ) છોકરા.
May learn, *v.* (મે લર્ન) શિખે.
Wait, *v.* (ઉવેટ) થોભવું.
As, *ad.* (ઍઝ) જેમ.
Did, *v.* (ડિડ) કીધું.
Things, *s.* (થિંગ્ઝ) ચીજો.
Are given, *v.* (આર ગિવન) અપાય છે.
Learn, *v.* (લર્ન) શિખવું.
Father, *s.* (ફાધર) બાપ.
Mother, *s.* (મધર) મા.
Sister, *s.* (સિસ્ટર) બેહેન.
Brother, *s.* (બ્રધર) બાઇ.
Aunt, *s.* (આન્ટ) કાકી, મામી, ફોઇ અથવા માસી.
Uncle, *s.* (અંકલ) કાકો, મામો, ફુવો અથવા માસો.
Son, *s.* (સન) દીકરો; છોકરો.
Daughter, *s.* (ડૉટર) દીકરી.
Child, *s.* (ચાઇલ્ડ) છોકરૂં; બચ્ચું.
Children, *s.* (ચિલ્ડ્રન) છોકરાં.

## શૅગિ કુતરો.

(૧) એક નાની છોકરી પાસે એક કુતરો હતો, જે તેણીને ઘણો ગમતો હતો. તેણી તેને શૅગિ નામથી બોલાવતી હતી. તે નામ તેણીએ તેને આપ્યું

હતું કારણ કે તેની ઉપરની ચામડી ખબરાયલા ગુચ્છાદાર વાળની હતી. (૨) પોતાની શેઠાણીનાં એક શબ્દ કે ઇશારતથી તે તેણીનો હુકમ બજાવવા દોડતો હતો, તેને બીજી વખત કાંઇ કહેવું પડતું ન હતું. (૩) તે ઘણો સારો કુતરો હતો, અને તેણીએ તેને ઘણીએક રમુજો કેમ કરવી તે શિખવ્યું હતું. તમને તે માંહેલી એક વિષે કહું છું. (૪) જ્યારે તેણી રોટલી કે એકાદ કકડો શૅગિને આપતી હતી ત્યારે આ પ્રમાણે તેની સાથે વાત કરતી હતી:- (૫) હવે જ્યાં સુધી હું એક, બે, ત્રણ બોલું ત્યાં સુધી સાહેબ (તમે) જાઓ અને મારી તરફ જુઓ. જો આ પુરીનો કકડો તમને જોઇતો હોય તો હું એક બોલું, ત્યારે હાલતા ના. (૬) વળી પાછી જ્યારે હું બે ફરી બોલું ત્યારે તે લેવા માટે કુદશો તો ચાલશે નહિ. હવે સ્થિર ઉભા રહો, અને મારી તરફ જુઓઃ ભલા કુતરા! ભલા કુતરાઃ-એક, બે, ત્રણ. (૭) પોતાની શેઠાણીને ત્રણ શબ્દ બોલતાં સાંભળે ત્યાં સુધી શૅગિ હાલતો હતો નહિ, ત્યાર પછી તે કુદતો અને તે નાની છોકરીના હાથમાંથી પુરીનો એક કકડો લેતો હતો. (૮) તે એક ભલો કુતરો હતો. જેમ શૅગિએ કર્યું તેમ પોતાને ચીજો આપવામાં આવે ત્યાંસુધી થોભવાને નાનાં છોકરા અને છોકરીઓએ શૅગિ ઉપરથી ધડો શિખવો.

## THE TWO WHITE RABBITS.

### (ધી ટૂ ઉવ્હાઇટ રૅબિટસ) બે સફેદ સસલાં.

Henry, *s.* (હેન્રી) છોકરાનું નામ.
One, *a.* (ઉવન) એક.
Day, *s.* (ડે) દિવસ; દહાડો.
Present, *s.* (પ્રેઝંટ) ભેટ.
White, *a.* (ઉવ્હાઇટ) સફેદ.
Rabbits, *s.* (રૅબિટસ) સસલાં.
Big, *a.* (બિગ) મોટો.
Other, *pro.* (અધર) બીજો.
Were put, *v.* (ઉવેર પુટ) મુકવામાં આવ્યાં હતાં.
Small, *a.* (સ્મૉલ) નાનું.
House, *s.* (હાઉસ) ઘર.
Made of, (મેડ ઑફ) બનાવેલું.
Wood, *s.* (ઉડ) લાકડું.
Know, *v.* (નો) જાણો છો.
Rabbit-house, *s.* (રૅબિટ-હાઉસ) સસલાં રાખવાનું ઘર.
Hutch, *s.* (હચ) સસલાં રાખવાનો ડાબડો અથવા ઘર.
Door, *s.* (ડૉઅર) બારણું.
Left, *v.* (લેફ્ટ) રાખેલું.
Open, *a.* (ઓપન) ઉઘાડું.
Got out, *v.* (ગૉટ આઉટ) બહાર નિકળી આવ્યાં.
Both, *a.* (બોથ) બેઉ, બન્ને.
Garden, *s.* (ગાર્ડન) વાડી.

To look for, *v.* ( ટુ લૂક ફૉર ) શોધવાને.
Something, *s.* ( સમથિંગ ) કાંઇ ચીજ.
To eat, *v.* ( ટુ ઇટ ) ખાવાને.
Basket, *s.* ( બાસકેટ ) ટોપલી.
Full, *a.* ( ફુલ ) ભરેલી.
Fine, *a.* ( ફાઇન ) સુંદર.
Fresh, *a.* ( ફ્રેશ ) તાજાં.
Turnips, *s.* ( ટર્નિપ્સ ) શલગમ.
Carrots, *s.* ( કેરટસ ) ગાજર.
Stood, *v.* ( સ્ટૂડ ) મુકેલાં હતાં.
A little way off, ( એ લિટલ ઉવે ઑફ ) થોડે છેટે; દુર.
Began, *v.* ( બિગૅન ) શરૂ કીધું.
Green, *a.* ( ગ્રીન ) લીલાં.
Leaves, *s.* ( લીવ્ઝ ) પાંદડાં.
Here, *ad.* ( હીઅર ) અહીં.
Sits, *v.* ( સિટસ ) બેસે છે.
Hind, *a.* ( હાઇન્ડ ) પાછળા.
Feet, *s.* ( ફીટ ) પગો.
Reaches, *v.* ( રીચીઝ ) પુગે છે.
Top, *s.* ( ટૉપ ) મથાળું.
Pulled, *v.* ( પૂલ્ડ ) ખેંચી નાખ્યું.
Down, *ad.* ( ડાઉન ) નીચે.
Pulled down, *v.* ( પુલ્ડ ડાઉન ) ખેંચી નીચે નાખ્યાં.

Ground, *s.* ( ગ્રાઉંડ ) જમીન.
For, *con.* ( ફૉર ) કારણકે.
Could not have reached, ( કુડ નૉટ હૅવ રીચ્ડ) પોહોંચી નહિ શકતે.
Way, *s.* ( ઉવે ) રીત.
Helped, *v.* ( હેલ્પ્ડ ) મદદ કીધી.
Just, *ad.* ( જસ્ટ ) એજ પ્રમાણે.
What, *pro.* ( ઉવૉટ ) જે, તે.
Boys, *s.* ( બૉય્ઝ ) છોકરાઓ.
Should do, *v.* (શુડ ડૂ ) કરવું જોઇએ.
Meals, *s.* ( મીલ્ઝ ) ખાણું, ભોજન.
Their, *pro.* ( ધિર ) તેઓના.
First, *ad.* ( ફર્સ્ટ ) પહેલાં.
Head, *s.* ( હેડ ) માથું.
Hair, *s.* ( હેર ) વાળ.
Eyes, *s.* ( આઇઝ ) આંખ.
Ears, *s.* ( ઇઅર્ઝ ) કાન.
Mouth, *s.* ( માઉથ ) મોહું.
Tongue, *s.* ( ટંગ ) જીભ.
Tooth, *s.* ( ટૂથ ) દાંત.
Teeth, *s.* ( ટીથ ) દાંતો.
Nose, *s.* ( નોઝ ) નાક.
Chin, *s.* ( ચિન ) હડપચી.

## બે સફેદ સસલાં.

(૧) નાના હેન્રીને એક દિવસ બે સફેદ સસલાં ભેટ મળ્યાં. એક સસલું મોટું હતું અને બીજું નાનું હતું. (૨) તેમને લાકડાંનાં બનાવેલાં નાનાં ઘરમાં રાખવામાં આવ્યાં હતાં. સસલાનાં ઘરને શું કહે છે તે તમે જાણો છો ? તેને “હચ” એટલે સસલાં રાખવાનું ઘર કહે છે. (૩) એક દહાડે સસલાં

રાખવાના ઘરનું બારણું ઉઘાડું રહી ગયું હતું, અને સસલાં બહાર નિકળી પડયાં. તેઓ બેઉ કાંઇ ખાવાનું શોધવા બાગમાં દોડયાં. (૪) થોડેક દૂર સારાં તાજાં શલગમ અને ગાજરની ભરેલી એક મોટી ટોપલી પડેલી હતી. સસલાં તે ભણી દોડી ગયાં, અને સઘળાં લીલાં પાંદડાં ખાવા લાગ્યાં. (૫) આ રહ્યાં, તેઓ ટોપલી આગળ છે! તમે તેમને જુઓ છો? મોટું સસલું પોતાના પાછળા પગપર બેસે છે, અને ટોપલીના મથાળાં સુધી પહોંચે છે. (૬) જુઓ તેણે એક શલગમ નીચે પાડયો છે, તે જમીન ઉપર છે, અને નાનાં સસલાંએ પાંદડાં માહેલું એક લીધું છે. (૭) ઠીક થયું કે મોટાં સસલાંએ આ શલગમ નીચે તોડી પાડયો, કારણ કે નાના સસલાંથી ટોપલીને મથાળે પ્હોંચી શકાત નહિ. (૮) આ પ્રમાણે મોટાંએ નાનાં સસલાંને મદદ કરી. છોકરાઓ અને છોકરીઓએ ખાણું ખાતી વખત એજ પ્રમાણે કરવું જોઇએ. તેઓએ પહેલાં નાનાંને મદદ કરવી જોઇએ.

## THE MERRY MICE.

## ( ધિ મેરિ માઇસ ) આનંદી ઉંદરો.

Merry, *a.* ( મેરિ ) આનંદી; રંગિલા.
Mice, *s.* ( માઇસ ) ઉંદરો.
Stay, *v.* ( સ્ટે ) રહે છે.
Holes, *s.* ( હોલ્ઝ ) દરો.
Hide, *v.* ( હાઇડ ) સંતાઇ રહેછે.
Themselves, *pro.* ( ધેમસેલ્વ્ઝ ) તેઓ પોતે.
By day, *ad.* ( બાઇ ડે ) દિવસે.
But, *con.* ( બટ ) પણ.
House, *s.* ( હાઉસ ) ઘર.
Still, *a.* ( સ્ટિલ ) શાંત.
At night, ( ઍટ નાઇટ ) રાત્રે.
Rogues, *s.* ( રોગ્ઝ ) લુચ્ચાઓ.
Come out, *v.* ( કમ આઉટ ) બહાર આવે છે.
Play, *v.* ( પ્લે ) રમવું.
Climb, *v.* ( ક્લાઇમ્બ [illegible] ) [illegible] ગરે છે.
Pantry, *s.* ( પૅન્ટ્રિ ) ખોરાકી ભરી રાખવાનો ઓરડો.
Shelf, *s.* ( શેલ્ફ ) અભરાઇ, છાજલી.

Pantry shelf, *s.* ( પૅન્ટ્રિ શેલ્ફ ) ખાવાનું ભરી મુકવાના ઓરડાની અભરાઇ.
Taste, *v.* ( ટેસ્ટ ) સ્વાદ લઇને ચાખેછે.
All, *a.* ( ઑલ ) સઘળું.
Please, *v.* ( પ્લીઝ ) મરજી થાય છે; ગમે છે.
Drink, *v* ( ડ્રિંક ) પીએ છે.
Milk, *s.* ( મિલ્ક ) દુધ.
That, *pro.* ( ધૅટ ) જે.
Is set, *v.* ( ઇઝ સેટ ) મુકેલું હોયછે.
That's set, ( ધૅટસ સેટ ) જે મુકેલું હોય છે.
Cream, *s.* ( ક્રીમ ) મલાહી
Nibble, *v.* ( નિબલ ) કરડી ખાયછે.
Bread, *s.* ( બ્રેડ ) રોટલી.
Cheese, *s.* ( ચીઝ ) પનીર.
Chance, *v.* ( ચાન્સ ) દૈવજોગે બનવું.
Chance to hear, ( [illegible] ) દૈવજોગે સાંભળે.
To hear, *v.* ( ટુ હીયર ) સાંભળવું.

Cat, *s.* ( કૅટ ) બિલાડી. [ખાની.
Feast, *s.* ( ફીસ્ટ ) ખાનીપીની, મેજ-
Soon, *ad.* ( સુન ) જલદી.
Will soon be done, ( ઉવિલ સુન બી ડન ) જલદી પુરૂં થશે.
Scamper, *v.* ( સ્કૅમ્પર ) ઉતાવળથી વેગે નાહાસી જાય છે.
As fast as, ( ઍઝ ફાસ્ટ ઍઝ ) જેટલી બને તેટલી ઝડપથી.
Neck, *s.* ( નેક ) ગરદન.
Throat, *s.* ( થ્રોટ ) ગળું ; ઘાંટી.
Breast, *s.* ( બ્રેસ્ટ ) છાતી.
Shoulder, *s.* ( શોલ્ડર ) ખભું.
Back, *s.* ( બૅક ) પીઠ.
Chest, *s.* ( ચેસ્ટ ) છાતી.
Skin, *s.* ( સ્કિન ) ચામડી.
Bone, *s.* ( બોન ) હાડકું.
Nail, *s.* ( નેલ ) નખ.
Joint, *s.* ( જૉઇન્ટ ) સાંધો.

## રંગિલા ઉંદરો.

(૧) રંગીલા ઉંદરો પોતાના દરોમાં રહે છે, અને દિવસે તેઓ પોતે સંતાઇ બેસે છે, પણ જ્યારે રાત્રે ઘર શાંત હોય છે, ત્યારે તે લુચ્ચાઓ રમવાને બહાર નિકળે છે. (૨) તેઓ ખોરાક ભરી મુકવાની ઓરડામાંની અભરાઇ ઉપર ચહડે છે, અને પોતાને જે સઘળું ભાવે તે ચાખે છે; મલાઇ માટે જે દુધ મુકેલું હોય છે તે તેઓ પી જાય છે, અને રોટલો અને પનીર કરડી ખાય છે. (૩) પણ જો તેઓ ભોગ જોગે બિલાડીનો અવાજ સાંભળે તો તેમની મેજબાનીનો અંત જલદી આવી જાય છે; તેઓ સંતાઇ જવાને પોતાથી બને તેટલી ઝડપથી વેગે નાહાસી જાય છે.

## LILY AND HER PET LAMB.

### ( લિલિ ઍન્ડ હર પેટ લૅમ્બ ) લિલિ અને તેનું લાડકું મેંઢાનું બચ્ચું.

Lily, *s.* (લિલિ) લિલિ નામની છોકરી.
Has, *v.* ( હૅઝ ) પાસે છે.
Pet, *a.* ( પેટ ) માનીતું, લાડકું.
Lamb, *s.* ( લૅમ્બ ) મેંઢાનું બચ્ચું.
Which is all her own, જે સઘળું તેણીનું પોતાનું જ છે.
Father, *s.* ( ફાધર ) બાપ.
Very, *ad.* ( વેરિ ) ઘણું.
Kind, *a.* ( કાઇન્ડ ) માયાળુ. [જાયછે.
Goes out, *v.* ( ગોઝ આઉટ ) બહાર
Sure, *a.* ( શ્યુઅર ) ખચીત.
Follow, *v.* ( ફૉલો ) પછવાડે જવું.
Called, *v.* ( કૉલ્ડ ) બોલાવતી.
Knows, *v.* ( નોઝ ) જાણે છે.

Runs, *v.* ( રન્ઝ ) દોડે છે.
Race, *s.* ( રેસ ) સરત.
Comes, *v.* ( કમ્ઝ ) આવે છે.
School, *s.* ( સ્કૂલ ) નિશાળ.
From, *pre.* ( ફ્રૉમ ) માંથી.
Had been away, ( હૅડ બીન અવે ) બહાર ગઇ હતી.
Once, *ad.* ( વન્સ ) એક વખત.
For, *pre.* (ફૉર) સુધી.
Some, *a.* (સમ) કેટલાંક.
Weeks, *s.* ( વીક્સ ) અઠવાડિયાં.
While, *ad.* ( વ્હાઇલ ) જ્યારે.
Put, *v.* ( પુટ ) મુકયું.
Field, *s.* ( ફીલ્ડ ) ખેતર.
Feed, *v.* ( ફીડ ) ચરવા.
Went, *v.* ( વેન્ટ ) ગઇ.
Home, *s.* ( હોમ ) ઘર.
Again, *ad.* ( અગેન) ફરીથી.
Almost, *ad.* (ઑલમોસ્ટ) ઘણીખરી.
First, *a.* (ફર્સ્ટ) પેહેલી.
Did, *v.* ( ડિડ ) કીધી.
Pet, *s.* (પેટ ) લાડકવાયું પ્રાણી.
As, *ad.* ( ઍઝ ) તેવા.
Yard, *s.* ( યાર્ડ ) વાડો, ચોક.
Ran, *v.* ( રૅન ) દોડી ગઇ.
Ask, *v.* ( આસ્ક ) પુછવું.
At, *pre.* ( ઍટ ) ભણી, તરફ.
End, *s.* ( એન્ડ ) છેડો.
Said, *v.* ( સેડ ) કહયું.
Lane, *s.* ( લેન ) ગલી.
Was away, *v.* ( વૉઝ અવે ) બહાર ગઇ હતી.

Knew, *v.* ( ન્યૂ ) ઓળખતું હતું.
Cried, *v.* (ક્રાઇડ) બુમ પાડી, બોલી.
Moment, *s.* (મોમેન્ટ) પળ.
Began, *v.* ( બીગૅન ) શરૂ કીધું.
Jump, *v.* ( જમ્પ ) કુદવું.
Grown, *v.* ( ગ્રોન ) વધેલું.
Bigger, *a.* ( બિગર ) વધારે મોટું.
Had forgotten, *v.* ( હૅડ ફર્ગૉટન ) ભુલી ગયલું હતું.
Reached, *v.* ( રીચ્ડ ) પોહોંચી, આગળ ગઇ.
Full of joy, ( ફુલ ઑફ જૉય ) ખુશી ભરેલું.
Laid, *v.* ( લેડ ) મુકયું.
Shoulder, *s.* ( શોલ્ડર ) ખભું.
Glad, *a.* ( ગ્લૅડ ) ખુશી.
At once, *ad.* ( ઍટ વન્સ) એકદમ.
Put, *v.* ( પુટ ) મુકયા.
Arms, *s.* ( આર્મ્ઝ ) હાથો.
Round, *pre.* ( રાઉંડ ) આસપાસ.
Neck, *s.* ( નેક ) ગરદન.
Picture, *s.* ( પિકચર ) ચિત્ર, છબી.
None, *pre.* ( નન ) કોઇ નહિ. [ દે.
Would let go, *v.* (વુડ લેટ ગો) જવા-
Near, *pre.* ( નીઅર ) નજદીક.
Better, *a.* (બેટર) વધારે સારી રીતે.
Afraid, *a.* (અફ્રેડ ) બીહીતું, બીધેલું.
Arm, *s.* ( આર્મ ) હાથ.
Elbow, *s.* (એલ્બો) કોણી, કોપરીઉ.
Wrist, *s.* ( રિસ્ટ ) કાંડું, પોહોંચો.
Hand, *s.* ( હૅન્ડ ) હાથ.

| | |
|---|---|
| Finger, *s.* ( ફિંગર ) આંગળું. | Feet, *s.* ( ફીટ ) પગો. |
| Thumb, *s.* (થમ્બ) હાથનો અંગુઠો. | Toe, *s.* ( ટો ) પગનો અંગુઠો. |
| Foot, *s.* ( ફૂટ ) પગ. | Heel, *s.* ( હીલ ) એડી. |

## લીલી અને તેનું લાડકું મેંઢાનું બચ્ચું.

(૧) લિલિ પાસે એક લાડકું મેંઢાનું બચ્ચું છે જે સઘળું તેણીનું પોતાનુંજ છે, કારણ કે તેણીનાં બાપે તે તેણીને આપ્યું હતું. તેણી તેની ઉપર ઘણી માયાળુ છે; અને જ્યારે તેણી બહાર જાય છે, ત્યારે તે મેંઢાનું બચ્ચું ખચ્ચીત તેણીની પુઠે જવાનું. (૨) તેણીએ તેને ડેઝિ નામ આપ્યું છે. તે મેંઢાનું બચ્ચું પોતાનું નામ ઓળખે છે, અને જ્યારે લિલિ "ડેઝિ ડેઝિ" કરી બોલાવે છે, ત્યારે તે મેંઢું તેણીના આગળ દોડી જાય છે. જ્યારે લિલિ નિશાળેથી ઘર આવે છે ત્યારે તેઓ ઘણીક સરત દોડે છે. (૩) એક વેળા લિલિ પોતાની મા સાથે કેટલાંક અઠવાડિયાં ઘરથી બહાર ગઇ હતી. જ્યારે તેણી બહાર રહી હતી, ત્યારે ડેઝિને કેટલાંક બીજા મેંઢાં સાથે ખેતરમાં ચરવાને મુકયું હતું. (૪) જ્યારે લિલિ પાછી ઘરે આવી, ત્યારે ઘણું કરીને પેહેલ વેહેલી ચીજ જે તેણીએ કરી તે તેણીના લાડકાંને શોધવાનું હતું. વાડામાં તેણીએ ડેઝિને દીઠું નહિ તેથી તેણી પોતાના બાપને તેણીનાં લાડકાં મેંઢાંના બચ્ચાંને માટે પુછવા દોડી ગઇ. (૫) તેણીના બાપે કહ્યું, "ડેઝિ ગલીને નાકે ખેતરમાં છે." તે મેંઢાનું બચ્ચું તેણીને ઓળખે છે કે નહિ તે જોવા માટે લિલિ ખેતરમાં દોડી. (૬) "ડેઝિ, ડેઝિ," તે નાની છોકરી બોલી; અને એક પળમાં પેલું મેંઢાનું બચ્ચું કુદયું અને તેણીની ભણી દોડવા લાગું. (૭) જ્યારે લિલિ બહાર ગઇ હતી ત્યારે તે ઘણું મોટું થયું હતું, પણ તે પોતાની નાની શેઠાણીને ભુલી ગયું હતું નહિ. (૮) તે જલદીથી લિલિ આગળ ગયું, અને પુર ખુશાલીમાં તેને પોતાનું માથું તેણીનાં ખભાં ઉપર મુકયું. લિલિ પણ ડેઝને જોઇને તેટલીજ ખુશી થઇ, અને ચિત્રમાં જુઓછો તેમ તેણીએ એકદમ પોતાના હાથ તેની ગરદન ઉપર મુકયા. (૯) ખેતરમાંના બીજાં મેંઢાં માહેલું કોઇ પણ લિલિને પોતાની નજદીક આવવા દેતું નહિ. તેઓ સઘળાં તેણીની આગળથી દોડી જતાં; પણ ડેઝિ તેમનાં કરતાં વધારે સમજતું, અને બિહિતું ન હતું.

## FAN AND HER PUPS.

## ( ફૅન ઍન્ડ હર પપ્સ ) ફૅન અને તેણીનાં કુરકુરીયાં.

| | |
|---|---|
| Harry, *s.* ( હૅરિ ) છોકરાનું નામ. | Lucy, *s.* ( લુસિ ) છોકરીનું નામ. |
| Shouting, *part.* (શાઉટિંગ) બુમ પાડતો. | Brother, *s.* ( બ્રધર ) ભાઇ. |
| | Call, *v.* (કૉલ) બોલાવવું. |

Went, *v.* (ઉવેન્ટ) ગઇ.
Took, *v.* (ટૂક) લઇ ગયો.
Across, *pre.* (ઍક્રૉસ) આરપાર.
Stable, *s.* (સ્ટેબ્લ) તબેલો.
Lay, *v.* (લે) પડેલી હતી, સુતેલી હતી.
Straw, *s.* (સ્ટ્રૉ) સુકું ઘાસ.
Four, *a.* (ફોર) ચાર.
Pretty, *a.* (પ્રિટિ) સુંદર.
Black, *a.* (બ્લૅક) કાળાં.
Pups, *s.* (પપ્સ) કુરકુરીયાં, કુતરીના બચ્ચાં.
Wanted, *v.* (ઉવૉન્ટેડ) માગ્યું.
Take, *v.* (ટેક) લઇ જવું.
Play, *v.* (પ્લે) રમવું.
Touch, *v.* (ટચ) અડકવું, હાથ [લગાડવો.
Let her touch, (લેટ હર ટચ) અડકવા દે.
Wait, *v.* (ઉવેટ) થોભ.
Few, *a.* (ફ્યૂ) થોડા
Days, *s.* (ડેઝ) દિવસો.
Said, *v.* (સેડ) કહ્યું.
Will be, *v.* (ઉવિલ બી) થશે.
Able, *a.* (એબ્લ) શક્તિવાન.
See, *v.* (સી) જોવું.
Blind, *a.* (બ્લાઈંડ) આંધળાં.
Now, *ad.* (નાઉ) હમણાં.
Nine, *a.* (નાઇન) નવ.
Are nine days old, (આર નાઇન ડેઝ ઓલ્ડ) નવ દિવસના થયલાં છે.

As soon as, (ઍઝ સૂન ઍઝ) જેવાંકે તરતજ.
Children, *s* (ચિલ્ડ્રન) છોકરાં.
Running, *part* (રનિંગ) દોડતું.
Had been walking, (હૅડ બીન ઉવૉકિંગ) ચાલતું હતું.
Among, *pre.* (અમંગ) વચ્ચે, માં.
Glad, *a.* (ગ્લૅડ) ખુશી.
Mother dog, *s.* (મધર ડૉગ) કુતરી.
Little one, *s.* (લિટલ ઉવન) નાનું બચ્ચું.
Did not like, (ડિડ નૉટ લાઇક) ગમતું ન હતું.
Out of her sight, (આઉટ ઑફ હર સાઈટ) પોતાની નજરની દુર.
Placing, *part.* (પ્લેસીંગ) મુકીને.
To show, *v.* (ટુ શો) દેખાડવાને.
Every day, (એવરિ ડે) દરરોજ.
Without, *pre.* (ઉવિધાઉટ) વગર.
Man, *s.* (મૅન) માણસ.
Men, *s.* (મેન) માણસો.
Woman, *s.* (વુમન) સ્ત્રી.
Boy, *s.* (બૉય) છોકરો.
Baby, *s.* (બેબિ) બચ્ચું, છોકરૂં.
Babies, *s.* (બેબિઝ) બચ્ચાં, નાનાં છોકરાં.
Cousin, *s.* (કઝિન) પિતરાઇ.
Friend, *s.* (ફ્રેન્ડ) દોસ્તદાર, મિત્ર.

## ફૅન અને તેણીનાં કુરકુરીયાં.

(૧) "લુસિ ! આવ અને જો ફૅન પાસે શું છે !" એમ બુમ પાડતો હૅરિ ઘરમાં દોડ્યો. (૨) પોતાના ભાઈને બોલાવતો સાંભળી લુસિ તેની પાસે

ગઇ. ત્યાર પછી તે તેણીને ચોકમાં થઇને તબેલામાં લઇ ગયો. ત્યાં ફ્લૅન ચાર સુંદર નાનાં કાળાં તથા સફેદ બચ્ચાં સાથ પડેલી હતી. (૩) લુસિએ તેમની સાથ રમવા તેમને ઘરમાં લઇ જવા માંગ્યું. પણ હૅરિએ તેઓમાંનાં એકને પણ તેણીને હાથ લગાડવા દીધો નહિ. (૪) તે બોલ્યો, "થોડા દિવસ થોભ, પછી તેઓ જોઇ શકશે." "શું તેઓ હમણાં આંધળાં છે?" લુસિએ કહ્યું. સઘળાં કુતરાં નવ દિવસના થાય ત્યાં સુધી આંધળાં રહે છે, તેણીના ભાઇએ કહ્યું. (૫) જેવાં કુરકુરીયાં જોતાં થયાં તેવાંજ હૅરિ અને લુસિ ઘાસનાં પેંડા ઉપર તેઓને જોવાને તબેલા આગળ ગયાં. (૬) જ્યારે તે છોકરાં તબેલામાં ગયાં, ત્યારે તે નાની ચીજો માહેલી એકને પોતાની મા આગળ પાછી દોડી જતાં તેઓએ જોઇ. કુરકુરીઉં ઘાસના પેંડામાં અહીં તહિં ફરતું હતું. (૭) પેલી કુતરી પોતાનાં નાનાં બચ્ચાંને જોઇને ખુશી થઇ, કારણ કે બચ્ચાંને પોતાની નજરથી વેગળું રાખવા તેણીને ગમતું ન હતું. (૮) તેમને એક ટોપલીમાં મુકીને, લુસિ તેમને પોતાની માને દેખાડવા ઘરમાં લઈ ગઇ. (૯) જ્યાંસુધી તે નાનાં કુરકુરીયાં પોતાની મા વગર અહિં તહિં દોડવાને શક્તિવાન થયાં ત્યાં સુધી તે છોકરાં તેઓને જોવા માટે દરરોજ જતાં.

## MY NAME. ( માઇ નેમ ) મારૂં નામ.

Piece, *s.* ( પીસ ) કકડો.
Garden, *s.* ( ગાર્ડન ) વાડી, બાગ.
Marked off, *v.* ( માર્કડ ઑફ ) નિશાની કરવામાં આવી હતી.
Border, *s.* ( બૉર્ડર ) કીનારી, હદ, સામાડો.
Put, *v.* ( પુટ ) કરી લીધી.
Round, *pre.* (રાઉંડ) ગોલ ફરતી, આસપાસ.
George, *s.* ( જ્યૉર્જ ) છોકરાનું નામ.
Was told, *v.* ( ઉવૉઝ ટોલ્ડ) કહ્યું હતું.
Own, *pro.* ( ઓન ) પોતાની.
Little, *a.* ( લિટલ ) નાની.
How, *ad.* ( હાઉ ) કેમ, કેવી રીતે.
People, *s.* ( પિપ્લ ) લોકો.
Will know, *v.* (ઉવિલ નો) જાણશે.
Mine, *pro.* ( માઇન ) મારી.
Asked, *v.* ( આસ્કડ ) પુછયું.
Cannot write, *v.* (કૅન નૉટ રાઇટ) લખી શકતો નથી.
Name, *s.* (નેમ) નામ.
Your, *pro.* ( યૉર ) તમારૂં.
When, *ad.* ( ઉવ્હેન ) જ્યારે.
Plant, *v.* ( પ્લૅન્ટ ) રોપવું, વાવવું.
Seeds, *s.* ( સીડસ ) બીયાં.
Spring, *s.* ( સ્પ્રિંગ ) વસંત ઋતુ.
Will do, *v.* ( ઉવિલ ડુ ) કરીશ.
Came, *v.* ( કેમ ) આવી.
Got, *v.* ( ગૉટ ) મેળવ્યાં.
Some, *a.* ( સમ ) કેટલાક.
Showed, *v.* ( શોડ ) દેખાડયું.

ડ ૯૮૭



Beds, s. ( બેડઝ ) ક્યારા.
Sow, v. ( સો ) વાવવું, રોપવું.
Had been done, ( હૅડ બીન ડન) કરવામાં આવ્યું હતું.
Said, v. ( સેડ ) કહ્યું.
Where, ad. ( ઉવ્હેર ) ક્યાં.
Here, ad. ( હીઅર ) અહીંઆં.
Would write, (ઉડ રાઇટ) લખશે.
Taking, part. ( ટેકિંગ ) લઇને.
Stick, s. ( સ્ટિક ) લાકડી.
Making, part. ( મેકિંગ ) કરતાં.
Marks, s. ( માર્કસ ) નીશાનીઓ.
Ground, s. ( ગ્રાઉંડ ) જમીન.
These, a. ( ધીઝ ) આ.
Dropped, v. ( ડ્રૉપ્ડ ) નાંખ્યાં.
After, ad. ( આફ્ટર ) પછી.
Covering, part. ( કવરિંગ ) ઢાંકીને.
Covering them up, ( કવરિંગ ધેમ અપ ) તેમને (મટોડાંથી) ઢાંકીને.
Left, v. ( લેફ્ટ ) છોડી ગયો.
Grow, v. ( ગ્રો ) ઉગવા.
Left them grow ( લેફ્ટ ધેમ ગ્રો ) તેને ઉગવા સારૂ મુકી ગયો.
To water, ( ટુ ઉવૉટર ) પાણી સીંપવાને.
Pull up, v. (પુલ અપ) ખેંચી કાઢવું.
Weeds, s. ( ઉવીડઝ) નકામા રોપા ; ઘાસ બાસ, પાળો.
Could see, v. (કુડ સી) જોઇ શક્યો.
After, ad. ( આફ્ટર ) પછી.
Had been, v. (હૅડ બીન) ગયો હતો.
Ran, v. ( રૅન ) દોડયો.

Saying, part. ( સેઇંગ ) કહેતો.
Think, v. ( થિંક ) વિચાર કરવો.
Found, v. ( ફાઉંડ ) મળી.
So, ad. ( સો ) તેથી.
Nice, a. ( નાઇસ ) સુંદર, મજાના.
Green, a. (ગ્રીન) લીલાં.
Letters, s. ( લેટર્ઝ ) હરફો, અક્ષરો.
Word, s. ( ઉવર્ડ ) શબ્દ.
Mind, s. ( માઇંડ ) મન.
Like, pre. (લાઇક) માફક, મીસાલે.
Which, pro. ( ઉવ્હિચ ) જે.
Seeds were sown, બી રોપ્યાં હતાં.
Day by day, ( ડે બાઇ ડે ) દિવસે દિવસ, રોજ રોજ.
Lessons, s. ( લેસન્સ ) પાઠ, ધડા.
Learned, v. ( લર્ન્ડ ) શીખ્યો.
Them, pro. ( ધેમ ) તેમને.
Some day, ad. (સમ ડે) કોઇ દહાડે.
Help, v. ( હેલ્પ ) મદદ કરવી.
Work, s. ( ઉવર્ક ) કામ.
Full, a. ( ફુલ) ભરેલી.
Tea, s. ( ટી ) ચા.
Coffee, s. ( કૉફી ) કાફી, બુંદ.
Milk, s. ( મિલ્ક ) દુધ.
Cream, s. ( ક્રીમ ) મલાઇ.
Butter, s. ( બટર ) માખણ.
Cheese, s. ( ચીઝ ) પનીર.
Salt, s. ( સૉલ્ટ ) મીઠું.
Mustard, s. ( મસ્ટર્ડ ) રાઇ.
Pepper, s. ( પેપર ) મરી.
Ginger, s. ( જીંજર ) આદુ.

## મારૂં નામ.

(૧) વાડીના એક કકડાને નિશાણ કરવામાં આવી હતી, અને તેને ફરતી કિનારી કરી લીધી હતી, અને જીઑર્જને એવું કહેવામાં આવ્યું હતું કે તે તેને પોતાને માટે એક નાની વાડી કરવાની હતી. (૨) તેણે કહ્યું, "પણ લોકો કેમ જાણશે કે તે મારી છે? તે ઉપર મારૂં નામ હું લખી શકતો નથી." (૩) તેના બાપે કહ્યું, "તે ઉપર તારૂં નામ હું લખી શકીશ; અને વસંત રૂતુ-માં જ્યારે આપણે બિયાં રોપશું ત્યારે હું એ પ્રમાણે કરીશ (લખીશ.)" (૪) વસંત રૂતુ આવી, અને તેનો બાપ થોડાં બિયાં લાવ્યો. પછી તેણે કયારા કેમ કરવા તથા તેમાં બિયાં કેમ વાવવાં તે જીઑર્જને દેખાડયું. (૫) જ્યારે આ થઇ રહ્યું ત્યારે જીઑર્જ બોલ્યો, "પણ મારૂં નામ, બાપા! મારૂં નામ ક્યાં છે? તમે કહયું હતું કે મારી વાડી ઉપર મારૂં નામ તમે લખશો." (૬) હાથમાં એક લાકડી લઇ તથા જમીન ઉપર કાંઇ નિશાણ કરતાં તેનો બાપ બોલ્યો, "હું તે અહિં વાવીશ. (લખીશ.)" (૭) એ નિશાણોની અંદર તેણે કાંઇ બિયાં નાંખ્યાં, અને તેમને (મટોડાં વડે) ઢાંકયાં. પછી તેમને ઉગવા માટે રહેવા દીધાં. (૮) પાણી સિંપવાને માટે તથા જેટલા નકામાં પાળા તેની નજરે પડતા તેટલા ઉખેડી નાખવા માટે તે દરરોજ પોતાની વાડી આગળ જતો હતો. (૯) પણ એક દિવસ, પોતાની વાડીમાં ગયા પછી, "મા, મા! મારી વાડીમાં મેં શું જોયું વારૂ?" એમ બોલતો તે ઘરમાં દોડતો ગયો. (૧૦) તેની મા બોલી કે હું કાંઇ જાણતી નથી. તેથી તેણે તેણીને કહ્યું કે, તે સુંદર લીલા અક્ષરવાળો જીઑર્જે બોલ હતો. (૧૧) પછી તેની માએ તેને કહ્યું કે, તેનું મન એક બાગની માફક છે કે જેમાં દરરોજ બિયાં રોપવામાં આવે છે. (૧૨) તેનાં પાઠ બિયાં હતાં, જો તે (પાઠ) તે શિખે તો કોઇ દિવસ તેને પોતાનું કામ કરવાને તે મદદ કરે. જો તે નહિ શિખે તો તેનું મન જંગલી ઘાસથી ભરેલી વાડીનાં જેવું થાય.

---

## GOOD NIGHT. (ગૂડ નાઈટ) રાતની સલામ.

Little, *a.* (લિટલ) નાનું.
Baby, *s.* (બેબિ) છોકરૂં.
Lay, *v.* (લે) મુકો.
Your, *pro.* (યૅાર) તમારૂં.
Head, *s.* (હેડ) માથું.
Pretty, *a.* (પ્રિટિ) સુંદર.
Cradle-bed, *s.* (ક્રેડલ-બેડ) પાળણું.
Shut, *v.* (શટ) બંધ કરો.
Eyes, *s.* (આઇઝ) આંખો.
For, *con.* (ફૉર) કારણ કે.
Now, *ad.* (નાઉ) હવે.
Day, *s.* (ડે) દિવસ.

Light, *s.* ( લાઇટ ) અજવાળું.
Are gone away, *v.* ( આર ગૉન અવે ) જતાં રહ્યાં છે.
Clothes, *s.* ( ક્લોધ્ઝ ) કપડાં.
Are tucked, *v.* ( આર ટકડ ) ઘડી વાળવામાં આવ્યાં છે.
In tight, *ad.* (ઇન ટાઇટ) ચાંપીને.
Dear, *a.* ( ડીઅર ) પ્યારાં.
Yes, *ad.* ( યસ ) હા.
Darling, *s.* (ડાર્લિંગ) લાડકું, વાહાલું.
Well, *a.* ( વેલ ) સારી રીતે.
Know, *v.* ( નો ) જાણું છું.
Bitter, *a.* ( બિટર ) સખત.
Wind, *s.* ( વિંડ ) પવન.
Doth blow, *v.* ( ડથ બ્લો ) ફુંકે છે.
Winters, *s.* (વિન્ટર્સ) શિઆળાના.
Hail, *s.* ( હેલ ) કરાં.
Rain, *s.* ( રેન ) વરસાદ.
Patter, *v.* ( પૅટર ) સડસડ પડે છે.
Window, *s.* ( વિંડો ) બારીના.
Pane, *s.* ( પેન ) કાચનો તકતો.
Cannot come, *v.* ( કૅન નૉટ કમ ) આવી શકે નહીં.
Here, *ad.* ( હીઅર ) અહિંઆં.
Window, *s.* ( વિંડો ) બારી.
Shut fast, ( શટ ફાસ્ટ ) મજબુત ઢંકાયલી.

Till, *ad.* ( ટિલ ) જયાંસુધી.
Stormy, *a.* ( સ્ટૉર્મિ ) તોફાની.
Night, *s.* ( નાઇટ ) રાત.
Is past, *v.* ( ઇઝ પાસ્ટ ) જતી રહે.
Curtains, *s.* ( કર્ટન્ઝ ) મછરદાની, ફુરતની.
Warm, *a.* ( વૉર્મ ) ગરમ.
Are spread, *v.* ( આર સ્પ્રેડ ) પાથરેલી છે, નાખેલી છે.
Round, *ad.* (રાઉંડ) સઘળી બાજુએ.
About, *ad.* (અબાઉટ) આસપાસ.
Morning, *s.* ( મૉર્નીંગ ) સહવાર.
Shineth, *v.* (શાઇનેથ) પ્રકાશે છે.
Bright, *ad.* ( બ્રાઇટ ) ચળકાટથી.
Bread, *s.* ( બ્રેડ ) રોટલી.
Biscuit, *s.* ( બિસ્કીટ ) બીસકોટ.
Loaf, *s.* ( લોફ ) રોટલો, પાંઉ.
Cake, *s.* ( કેક ) કેક.
Pie, *s.* ( પાઇ ) સમોસો.
Pudding, *s.* ( પુડિંગ ) પુડિંગ, મલીદો.
Meal, *s.* ( મિલ ) ભોજન.
Flour, *s.* (ફ્લાઉર ) આટો.
Sugar, *s.* ( શુગર ) ખાંડ.
Treacle, *s.* ( ટ્રીકલ ) ગોળ.

## રાતની સલામ.

(૧) નાનાં બચ્ચાં, તારાં સુંદર પાળણાંના બિછાણાંમાં તારૂં માથું મુક; તારી આંખ બંધ કર, કારણ કે હવે દિવસ અને અજવાળું જતાં રહ્યાં છે. સઘળાં કપડાં ચાંપીને ઘડી કરી મુકયાં છે, વ્હાલાં બચ્ચાં, રાતની સલામ. (૨) હા, મારાં લાડકવાયાં, હું સારીપેઠે જાણું છું કે સખત પવન કેવી રીતે ફુંકે છે;

અને શિઆળાનાં કરાં અને વરસાદ બારીના કાચના તકતા ઉપર સડમડ પડે છે; પણ તેઓ અહિંઆં મારા નાનાં વ્હાલાં બચ્ચાં આગળ આવી શકતા નથી. (૩) કારણ કે તોફાની રાત પુરી થાય ત્યાં સુધી બારી મજબુત બંધ કરેલી છે; અને તારાં પાલણાનાં બિછાનાની આસપાસ ગરમ કુરતની નાખેલી છે; તેથી ચકચકીત રીતે પ્રકાશતી સહવાર પડે ત્યાંસુધી નાનાં પ્યારાં બચ્ચાં તને રાતની સલામ.

---

## COUNT TEN. ( કાઉન્ટ ટેન ) દશ ગણો.

Fred, *s.* ( ફ્રેડ ) છોકરાનું નામ.
Had got, *v.* ( હૅડ ગૉટ ) મળી હતી.
New, *a.* ( ન્યુ ) નવી.
Spade, *s.* ( સ્પેડ ) કોદાળી, પાવડો.
From, *pre.* ( ફ્રૉમ ) પાસેથી.
Aunt, *s.* ( આન્ટ ) કાકી.
Sent, *v.* ( સેન્ટ ) મોકલી.
Small, *a.* ( સ્મૉલ ) નાની.
Box, *s.* ( બૉકસ ) દાબડી.
Seeds, *s.* ( સીડઝ ) બીયાં.
As soon as, ( ઍઝ સૂન ઍઝ ) જેવો.
Went, *v.* ( ઉવેન્ટ ) ગયો.
Out, *ad.* ( આઉટ ) બહાર.
Dig, *v.* ( ડિગ ) ખોદવું.
Own, *pro.* ( ઓન ) પોતાનો.
Bit, *s.* ( બિટ ) કકડો.
Ground, *s.* ( ગ્રાઉંડ ) જમીન.
Back, *s.* ( બૅક ) પાછળો ભાગ.
House, *s.* ( હાઉસ ) ઘર.
Dug, *v.* ( ડગ ) ખોદયું.
Stood, *v.* ( સ્ટૂડ ) ઉભી રહી.
Near, *pre.* ( નીઅર ) નજદીક, પાસે.
Talked, *v.* ( ટૉકડ ) વાતચીત કીધી.
Held, *v.* ( હેલ્ડ ) પકડયો હતો.
Hand, *s.* ( હૅન્ડ ) હાથ.
As, *ad.* ( ઍઝ ) જેવી.
By, *pre.* ( બાઇ ) પાસે.
As Jane stood by Fred, જેવી જેન ફ્રેડની પાસે ઉભી રહી.
Let, *v.* ( લેટ ) દીધું.
Fall, *v.* ( ફૉલ ) પડવા.
Lid, *s.* ( લિડ ) ઢાંકણું.
Came off, *v.* ( કેમ ઑફ ) ઉઘડી ગયું.
All, *a.* ( ઑલ ) સઘળાં.
Fell out, *v.* ( ફેલ આઉટ ) વેરાઇ ગયાં.
Poor, *a.* ( પૂઅર ) ગરીબ.
Good, *a.* ( ગુડ ) સારી, ભલી.
Kind, *a.* ( કાઇંડ ) માયાળુ.
Much, *ad.* ( મચ ) ઘણી.
Was vexed, *v.* ( ઉવૉઝ વેકસ્ડ ) ચિરડાઇ ગઇ હતી.
Said, *v.* ( સેડ ) કહ્યું.
Speak, *v.* ( સ્પીક ) બોલવું.
O, *inter.* ( ઓ ) અરે.
Cried, *v.* ( ક્રાઇડ ) બોલી.
Why, *ad.* ( ઉવ્હાય ) શા માટે, કેમ.
Wished, *v.* ( ઉવિશ્ડ ) ઇચ્છયું, ચાહ્યું.
Wait, *v.* ( ઉવેટ ) થોભવું.

Could count, *v.* ( કુડ કાઉંટ ) ગણી શકયો.
Ten, *a.* ( ટેન ) દસ.
What do you mean, ( ઉવૅાટ ડુ યુ મીન ) તું શું કહેવા માગે છે?
Once, *ad.* ( ઉવન્સ ) એક વખત.
Told, *v.* ( ટોલ્ડ ) કહ્યું.
Before, *ad.* ( બીફોર ) અગાઉ, અ- [ગાડી.
If, *con.* ( ઇફ ) અગર, જો.
Ever, *ad.* ( એવર ) કદીપી.
Spoke, *v.* ( સ્પોક ) બોલ્યો.
Felt, *v.* ( ફેલ્ટ ) જણાયો.
Angry, *a.* ( ઍંગ્રિ ) ગુસ્સે.
Often, *ad.* ( ઑાફન ) વારંવાર.
Hasty, *a.* ( હેસ્ટિ ) ઉતાવળો.
Want, *v.* ( ઉવૅાન્ટ ) માગું છું.
Correct, *v.* ( કરેક્ટ ) સુધારવા.
Myself, *pro.*(માઇ સેલ્ફ)મને પોતાને.
How, *ad.* ( હાઉ ) કેવો.
Very, *ad.* ( વેરિ ) ઘણીજ.
Careless, *a.* ( કેરલેસ ) બેદરકાર.
See, *v.* ( સી ) જુઓ.
Have picked, *v.* ( હૅવ પિકડ ) વીણી લીધાં છે, ચુંટી લીધાં છે.
Again, *ad.* ( અગેન ) ફરીથી.
Here, *ad.* ( હીઅર ) અહિઆં.
Here they are, ( હીઅર ધે આર ) આ રહ્યાં તે.
Were put, *v.* (ઉવેર પુટ ) નાખવામાં આવ્યા હતાં.
Watch, *v.* ( ઉવૅાચ ) તપાસવું.
Grow up, *v.* ( ગ્રો અપ) વધવું, ઉગવું.
Atlast, *ad.* ( ઍટલાસ્ટ ) છેલ્લે સરવાળે.
Lot, *s.* ( લૅાટ ) જથ્થો.
Small, *a.* ( સ્મૅાલ ) નાનાં.
Green, *a.* ( ગ્રીન ) લીલાં.
Blades, *s.* ( બ્લેડઝ ) તણખલાં, પાંદ- [ડીઓ.
Peeped, *v.* ( પીપ્ડ) ઉગી નિકલ્યાં.
Above, *pre.* ( અબવ ) ઉપર.
Soon, *ad.* ( સુન ) જલદીથી.
Pretty, *a.* ( પ્રેટિ ) સુંદર.
Flowers, *s.* ( ફ્લાવર્ઝ ) ફુલો.
Great, *a.* ( ગ્રેટ ) મોટી.
Joy, *s.* ( જૉય ) ખુશી.
Children, *s.* ( ચિલ્ડ્રન ) બચ્ચાંઓ.
Wool, *s.* ( ઉલ ) ઉન.
Cotton, *s.* ( કૉટન ) રૂ.
Flax, *s.* ( ફ્લૅક્સ ) સણ.
Silk, *s.* ( સિલ્ક ) રેશમ.
Satin, *s.* ( સૅટિન ) સાટીન.
Muslin, *s.* ( મઝલિન ) મલમલ.
Linen, *s.* ( લિનન ) સણનું કપડું.
Flannel, *s.* ( ફ્લૅનલ ) ફલાલીન.
Cloth, *s.* ( ક્લૉથ ) કપડું.
Leather, *s.* ( લેધર ) ચામડું.

## દસ ગણો.

(૧) ફ્રેડને તેની કાકી તરફથી એક નવી કોડાળી મળી હતી. તેણીએ એક દહાડે તેની ઉપર બિયાંની એક નાની દાબડી સાથ તે મોકલી હતી. (૨) જેવી

તે (કોદાળી) તેને મળી તેવોજ તે ઘરના પાછળા ભાગ ઉપરની પોતાની જમીનનો કકડો તે વડે ખોદવા બહાર ગયો. (૩) જેન તેની સાથ ગઇ; અને તે ખોદતો હતો ત્યારે તેણી તેની નજદીક ઉભી રહી અને તેની સાથ વાત કરવા લાગી. તેણીએ બિયાંની દાબડી પોતાના હાથમાં ઝાલી હતી. (૪) ફ્રેડની પાસે જેન ઉભી રહી, અને વાત કરતી હતી એવામાં તેણીથી બિયાંની દાબડી જમીન ઉપર પડી ગઇ. દાબડીનું ઢાંકણું ઉઘડી ગયું, અને સઘળાં બિયાં બહાર નિકળીને વેરાઇ ગયાં. (૫) બિચારી જેન એક ભલી, માયાળુ છોકરી હતી. તેણી ઘણી ચિરડાઇ ગઇ, અને તે ફ્રેડને કહ્યું. પણ ફ્રેડ તેણીની સાથ બોલ્યો નહિ. (૬) "અરે ફ્રેડ" તેણી બોલી, "તું મારી સાથ કેમ બોલતો નથી?" ફ્રેડે કહ્યું કે "જ્યાંસુધી હું દસ ગણી રહું ત્યાંસુધી થોભવાને મેં ઇચ્છયું." (૭) "દસ ગણું!" જેન બોલી, "તું શું કહેવા માગે છે? દસ ગણવાની ઇચ્છા તેં શા માટે કરી?" "અરે" ફ્રેડ બોલ્યો, "જો કદી પણ હું ગુસ્સે થાઉં તો કાંઇ બોલું તે પહેલાં દસ ગણવાને કાકીએ મને એક વેળા કહ્યું હતું. જેન, હું જાણું છું કે હું વારંવાર તારી સાથ ઉતાવળમાં આકળો બનું છું, અને હું પોતાને સુધારવા માગું છું." (૮) "અરે ફ્રેડ, તું કેવો ભલો છે! બિયાંની દાબડી નાખી દેવામાં હું ઘણી બેદરકાર રહી; પણ જો મેં સઘળાં બિયાં પાછાં વિણી લીધાં છે. આ રહ્યાં તે." (૯) બિયાં જમીનમાં નાખવામાં આવ્યાં, અને દરરોજ ફ્રેડ અને જેન તેમને ઉગતાં તપાસવાને આવતાં હતાં. આખરે ઝીણા લીલાં તણખલાંનો જથ્થો જમીન ઉપર જરા જરા ઉગતો બહાર દેખાવા લાગો. તેઓ જલદીથી સુંદર ફુલો સહિત મોટાં થયાં, તે જોઇ છોકરાંઓને ઘણી ખુશાલી ઉત્પન્ન થઇ. (૧૦) એક ઉતાવળો શબ્દ બોલો તે પહેલાં દસ ગણજો, અને હજી તમે ગુસ્સે રહ્યા તો ફરી ગણજો.

## A RACE WITH ROVER.

## (એ રેસ ઉવિથ રોવર) રોવર કુતરા સાથે સરત.

Now, *ad.* (નાઉ) હવે.
Fair, *a.* (ફેર) રાસ્ત, વાજબી.
Play, *s.* (પ્લે) રમત.
Arthur, *s.* (આર્થર) છોકરાનું નામ.
Let us have fair play, આપણે વાજબી રમત રમીએ.
Are going to run, (આર ગોઇંગ ટુ રન) દોડવાના છીએ.

Race, *s.* (રેસ) સરત. [જોઇએ.
Must start, *v.* (મસ્ટ સ્ટાર્ટ) નિકળવું
Both, *pro.* (બોથ) બેઉ જન.
Together, *ad.* (ટુગેધર) સાથે.
Gate, *s.* (ગેટ) દરવાજો. [ફળનું ઝાડ.
Apple tree, *s.* (ઍપલ-ટ્રી) શેબ.
Yonder, *ad.* (યૉન્ડર) પેલી ગમનું.
End, *s.* (એન્ડ) છેડો.

Garden, *s.* (ગાર્ડન) વાડી, બાગ.
Looked up, *v.* (લુકડ અપ) જોયું.
Young, *a.* (યંગ) નાનો, જુવાન.
Master's, *s.* (માસ્ટર્સ) શેઠનો.
Face, *s.* (ફેસ) ચેહેરો, મોહ.
As much as to say, (ઍઝ મચ ઍઝ ટુ સે) એવું કેહેવા માગતો હોયકે.
Are saying, (આર સેઇંગ) કહો છો.
Ready, *a.* (રેડિ) તૈયાર.
Shall be, (શૅલ બી) થઇશ.
For, *con.* (ફૉર) કારણ કે. [હતો.
Had learned, (હૅડ લર્ન્ડ) શિખ્યો
About, *pre.* (ઍબાઉટ) સારૂં, વાસ્તે.
Starting, *part.* (સ્ટાર્ટિંગ) ઉપડવું.
Away, *ad.* (અવે) ચાલો.
Cried, *v.* (ક્રાઇડ) બુમ પાડી. [પાડીને.
Clapping, *part.* (ક્લૅપિંગ) તાલી
Dash along, *v.* (ડૅશ અલૉંગ) આગળ ધશે છે. [ઝડપથી.
How fast, *ad.* (હાઉ ફાસ્ટ) કેવી
What, *a.* (ઉવૉટ) કેવી.
Pity, *s.* (પિટિ) દયા, અફસોસની વાત.
Cheer, *s.* (ચીઅર) શાબાસીના પોકાર.
Think, *v.* (થિંક) ધારો છો.
Will win, *v.* (ઉવિલ ઉવિન) જીતશે.
Picture, *s.* (પિક્ચર) છબી; ચિત્ર.
Will keep, *v.* (ઉવિલ કીપ) રહેશે.
So, *ad.* (સો) એમજ.
Can run, *v.* (કૅન રન) દોડી શકેછે.
As fast as Arthur, (ઍઝ ફાસ્ટ ઍઝ આર્થર) આર્થરના જેટલો ઝડપથી.

Keep, *v.* (કીપ) રેહેવું.
His, *pro.* (હિઝ) તેની.
Eye, *s.* (આઇ) નજર.
Too, *ad.* (ટૂ) વળી.
Was over, *v.* (ઉવૉઝ ઓવર) પુરી થઇ. [છે.
Have beat, *v.* (હૅવ બીટ) હરાવ્યો
Must try, *v.* (મસ્ટ ટ્રાઈ) કોશેશ કરવી જોઇએ.
Again, *ad.* (અગેન) ફરીથી.
Always, *ad.* (ઑલ્વેઝ) હમેશાં.
Won, *v.* (ઉવન) જીત્યો.
Every, *a.* (એવરિ) દરેક.
Thing, *s.* (થિંગ) ચીજ.
Whatever, *pro.* (ઉવૉટએવર) જેજે.
Well, *ad.* (ઉવેલ) સારી પેઠે.
Hat, *s.* (હૅટ) ટોપી.
Bonnet, *s.* (બૉનેટ) અંગ્રેજ ઓરતો પેહેરે છે તે ટોપી.
Apron, *s.* (એપ્રન) કારીગરો કામ કરતી વેળા પોતાના આંગ ઉપર બાંધે છે તે લુગડું.
Pinafore, *s.* (પિનેફૉર) ધાબરો.
Shirt, *s.* (શર્ટ) પેહેરણ.
Shawl, *s.* (શૉલ) શાલ.
Coat, *s.* (કોટ) ડગલો.
Jacket, *s.* (જૅકેટ) બદીઆન, બંડી.
Shoe, *s.* (શૂ) જોડા; અર્ધા પગના બુટ.
Stocking, *s.* (સ્ટૉકિંગ) મોજાં.

## રોવર કુતરા સાથે સરત.

(૧) "હવે, રોવર," આર્થરે કહ્યું, "ચાલો આપણે વાજબી રમત રમીયે. આપણે સરત દોડવાના છીએ અને આપણે બન્નેએ ભેગા નિકળવું જોઇએ. તે સરત દરવાજા આગળથી તે વાડીને નાકે પેલી તરફ સેબફળનાં ઝાડ સુધી થશે." (૨) રોવરે પોતાના નાના શેઠના મોહો તરફ જોયું, જાણે એવું કેહેવા માંગતો હોય કે, "તમે શું કહો છો તે હું જાણું છું, અને જ્યારે તમે તૈયાર થાઓ ત્યારે હું પણ થઇશ." (૩) કારણ કે આ સરત તેઓ સાથે દોડયા તે કાંઇ પેહેલી ન હતી, અને તેથી ઉપડવા વિશે રોવર સઘળું શિખ્યો હતો. (૪) "એક, બે, ત્રણ, અને ચાલો." આર્થર બોલતી વેળા પોતાના હાથના તાબડા પાડતો બોલ્યો, અને તેઓ બાગની સડક ઉપર દોડયા. (૫) તેઓ છલંગ મારતા આગળ દોડે છે ત્યારે તમે તેમની તરફ જુઓ! તેઓ કેવા ઝડપથી દોડે છે! કેવી અફસોસની વાત છે કે તેમને શાબાસી આપવાને ત્યાં નાના છોકરા મળે નહીં! તેઓ માંહેલો કોણ સરત જીતશે વારૂં? (૬) ચિત્રમાં રોવર આગળ છે, અને તે તેજ પ્રમાણે રહેશે; કારણ કે તે આર્થરના જેટલી ઝડપથી દોડી શકે છે તથા તેની ઉપર પોતાની નજર પણ રાખી શકે છે. (૭) જ્યારે સરત પુરી થઇ ત્યારે આર્થરે કહ્યું, "ભલા કુતરા, તેં મને હમણા હરાવ્યો છે; પણ મારે પાછી કોશેશ કરવી જોઇએ." તેણે પાછી કોશેશ તો કીધી, પણ રોવર હમેશાં સરત જીતતો હતો. (૮) છોકરાઓએ શિખવું જોઇએ કે તેઓ દરેક ચીજ કરી શકે નહિ. પણ જે કાંઇ તેઓ કરે તે સારી પેઠે કરવાને તેઓએ કોશેશ કરવી જોઇએ.

---

## THE LITTLE GROCER.

### (ધી લિટલ ગ્રોસર) નાનો ગાંધી.

To play, *v.* (ટૂ પ્લે) રમવાને.
Keeping, *part.* (કીપિંગ) રાખીને.
Grocer's, *s.* (ગ્રોસર્સ) ગાંધીની.
Shop, *s.* (શૉપ) દુકાન.
Will keep, *v.* (ઉવિલ કીપ) રાખીશ.
To buy, *v.* (ટૂ બાઇ) ખરીદ કરવાને.
Sell, *v.* (સેલ) વેચું છું.
House, *s.* (હાઉસ) ઘર.
Chair, *s.* (ચેર) ખુરસી.
Began, *v.* (બીગેન) શરૂ કીધું.
At once, *ad.* (ઍટ ઉવન્સ) એકદમ.
Laid in, *v.* (લેડ ઇન) મુકયું.
Stock, *s.* (સ્ટૉક) જથ્થો.
Goods, *s.* (ગુડઝ) માલ.
Sand, *s.* (સૅન્ડ) રેતી.

Was used, *v.* ( ઉવૉઝ યુઝડ ) વાપરવામાં આવી હતી.
For, *pre.* ( ફૉર ) બદલે, વાસ્તે.
Coffee, *s.* ( કૉફી ) બુંદ.
Dry, *a.* ( ડ્રાઇ) સુકાં.
Leaves, *s.* (લીવ્ઝ ) પાંદડાં.
Tea, *s.* ( ટી ) ચા.
Stones, *s.* ( સ્ટોન્ઝ ) પથરા.
Lump, *s.* ( લમ્પ ) ગાંગડો, કકડો.
Sugar, *s.* ( શુગર ) શાકર, ખાંડ.
Bits, *s.* ( બિટસ ) કકડા.
Sticks, *s.* ( સ્ટિકસ ) લાકડીઓ.
Rolls, *s.* ( રોલ્ઝ ) લોંદા.
Butter, *s.* ( બટર ) માખણ.
They had, (ધે હૅડ) તેઓ પાસે હતા.
Toy scales, *s.* ( ટૉય સ્કેલ્ઝ ) રમવાનું ત્રાજુ.
Weigh, *v.* ( ઉવે ) તોલવું.
Ready, *a.* ( રેડિ ) તૈયાર.
Walked, *v.* ( ઉવૉકડ ) ચાલી ગઇ.
Other, *a.* ( અધર ) બીજો.
Back, *ad.* ( બૅક ) પાછી.
Asked for, *v.* (આસ્કડ ફૉર) માંગ્યું.
Ounce, *s.* ( આંઉસ) અર્ધ ટાંક; આઉંસ; અઢી રૂપીઆ જેટલું વજન.
Best, *a.* ( બેસ્ટ ) સૌથી સરસ.
Black, *a.* ( બ્લૅક ) કાળી.
Do not sell, ( ડુ નૉટ સેલ) વેચતી [નથી.
Less, *a.* ( લેસ ) ઓછી.
Than, *con.* ( ધેન ) કરતાં.
Four, *a.* ( ફોર ) ચાર.
At a time, *ad.* ( ઍટ એ ટાઇમ ) એકી વખતે.

Will cost, *v.* ( ઉવિલ કૉસ્ટ) કિમ્મત પડશે.
Pence, *s.* (પેન્સ ) પેન્સ.
Half a pound, (હાફ એ પાઉંડ ) અરધો રતલ.
Fresh, *a.* ( ફ્રેશ ) તાજું.
Paid, *v.* ( પેડ ) પૈસા આપ્યા.
Out of, *pre.* ( આઉટ ઑફ) માંથી.
Bag, *s.* ( બૅગ) કોથલી.
Pretty, *a.* ( પ્રેટિ ) સુંદર.
Shells, *s.* ( શેલ્સ ) છીપ.
Called, *v.* ( કૉલ્ડ ) કેહેતી.
Money, *s.* ( મનિ ) પૈસા.
Had spent, *v.* (હૅડ સ્પેન્ટ ) ખરચ્યા [હતા.
Kept, *v.* ( કેપ્ટ ) રાખી.
Her, *pro.* ( હર ) પોતાની.
Things, *s.* ( થિંગ્ઝ ) ચીજો.
Had bought, *v.* ( હૅડ બૉટ ) ખરીદ કીધી હતી.
Needle, *s.* ( નીડલ ) સોય.
Thread, *s.* ( થ્રેડ ) દોરો.
String, *s.* ( સ્ટ્રિંગ) દોરી.
Button, *s.* ( બટન ) બુટામ, બટન, બોરિયું.
Eye, *s.* ( આઇ ) બોરિયું પરોવવાનું નાકું; આંખ.
Hook, *s.* ( હૂક ) આંકડો.
Braid, *s.* ( બ્રેડ ) ગુંથેલી દોરી.
Fringe, *s.* ( ફ્રિંજ) ઝાલર, કોર.
Thimble, *s.* (થિમ્બલ) અંગોઠી.
Scissors, *s.* (સીઝર્સ) કાતર.

## નાનો ગાંધી.

(૧) તાઇનિ અને પૉલી ગાંધીની દુકાન રાખવાની રમત રમવાને બાગમાં ગયાં. "હું દુકાન રાખીશ," તાઇનિ બોલી, "અને તું જે કાંઇ હું વેચું તે ખરીદવાને આવજે." (૨) પૉલિ ખુરશી માટે ઘર તરફ દોડી અને તેઓ રમવા લાગ્યાં. તાઇનિએ પોતાની નાની દુકાન માટે માલનો જથ્થો એકદમ મુકયો. (૩) ખુંદને બદલે રેતી, ચાહને બદલે સુકાં પાંદડાં, શાકરના ગાંગડાને બદલે નાના પથ્થર, અને માખણના લોંદાને બદલે લાકડીના ટુકડા વાપરવામાં આવ્યા. પોતાનો માલ જોખવાને તેઓ પાસે રમકડાંનું ત્રાજુ હતું. (૪) જ્યારે સઘળું તૈયાર થયું ત્યારે, પૉલી બાગના બીજા છેડા ભણી ચાલી ગઇ. પછી તેણી પાછી આવી અને એક આંઉંસ સૌથી ઉંચી કાળી ચાહ માંગી. (૫) "નહિ," તાઇનિ બોલી, "એકી વખત ચાર આંઉંસ કરતાં ઓછી હું વેચતી નથી, અને તેની કિમ્મત ચાર પેન્સ બેસશે." (૬) જેથી પૉલીએ ચાર આંઉંસ સૌથી ઉંચી કાળી ચાહ, ચાર આંઉંસ ખુંદ, અર્ધો રતલ તાજું માખણ, અને એક રતલ શાકર માંગી. (૭) ત્યાર પછી તેણીએ એ (ચીજો) માટે સુંદર નાની શીપવાલી (શીપથી ભરેલી) એક કોથળીમાંથી પૈસા કાઢી આપ્યા, જે શીપને તે પોતાના પૈસા કહેતી હતી. (૮) જ્યારે પૉલિ પોતાના સઘળા પૈસા ખરચી રહી ત્યારે જે જીનસો પોતે ખરીદ કરેલી હતી તેની તેણીએ એક દુકાન કાઢી અને તાઇનિ ખરીદ કરવા આવી.

## SKIPPING.

### (સ્કિપિંગ) કુદવા વિષે.

Look, *v.* (લૂક) જુઓ.
How, *ad.* (હાઉ) કેવી રીતે.
Can skip, *v.* (કૅન સ્કિપ) છલંગ મારી શકું છું.
Mary, *s.* (મેરિ) છોકરીનું નામ.
Took up, *v.* (ટૂક અપ) લીધું.
Skipping rope, *s.* (સ્કિપિંગ રોપ) કુદવાનું દોરડું.
Rope, *s.* (રોપ) દોરડું.
Ran out, *v.* (રૅન આઉટ) દોડી.
Yard, *s.* (યાર્ડ) આગણું, ચોક.
Mother, *s.* (મધર) મા.
Left, *v.* (લેફ્ટ) છોડી દીધું.
Work, *s.* (ઉવર્ક) કામ.
Stood, *v.* (સ્ટૂડ) ઉભી રહી.
Open, *a.* (ઓપન) ખુલ્લા.
Door, *s.* (ડૉર) બારણું; દરવાજો.
Watched, *v.* (ઉવૉચ્ડ) જોતી હતી.
Little, *a.* (લિટલ) નાની.
Skip, *v.* (સ્કિપ) કુદવું.
Counted, *v.* (કાઉંટેડ) ગણ્યા.
Took, *v.* (ટૂક) લીધું.

Step, *s.* ( સ્ટેપ ) પગલું.
After, *ad.* ( આફ્ટર ) પછી.
Twenty, *a.* (ટ્વેન્ટિ ) વીસ.
Then, *ad.* ( ધેન) ત્યાર પછી.
Cheeks, *s.* ( ચીકસ ) ગાલો.
Glow, *s.* ( ગ્લો) ચળકતો રંગ, લાલી.
Made, *v.* (મેડ) કીધા. [કરવી જોઇએ.
Must try, *v.* (મસ્ટ ટ્રાઇ) કોશેશ
Again, *ad.* ( અગેન ) ફરીથી.
Twice, *a.* (ટ્વાઇસ) બેવડા.
Like, *pre.* ( લાઇક ) માફક.
More, *a.* ( મોર ) વધારે.
Until, *ad.* (અન્ટિલ ) જ્યાં સુધી.
Also, *ad.* ( ઑલસો ) વળી.
Do know, *v.* (ડૂ નો ) જાણો છો.
How many, ( હાઉ મૅનિ) કેટલા.
Twice twenty, ( ટ્વાઇસ ટ્વેન્ટિ ) બે વખત વીસ.
Only, *ad.* ( ઓન્લિ ) માત્ર.
Tables, *s.* ( ટેબલ્ઝ) આંક. [સુધી.
As far as, *ad.* (ઍઝ ફાર ઍઝ)
Seven times, ( સેવન ટાઇમ્સ ) એક સાતું સાત.
Got, *v.* ( ગૉટ ) મળ્યું.
Learn, *v.* (લર્ન ) શિખવું.
Lesson, *s.* (લેસન ) પાઠ.
Too, *ad.* ( ટૂ ) ઘણો.
Hard, *a.* ( હાર્ડ ) કઠણ.
Sure, *a.* ( શ્યુઅર ) ખાતરી ભરેલી.
Another, *s.* ( અનઅધર ) કોઇ બીજા.
Has done, *v.* ( હૅઝ ડન ) કીધું છે.
Did try, *v.* ( ડિડ ટ્રાઈ) કોશેશ કીધી.
That, *a.* (ધૅટ ) તે. [સરવાળે.
At last, *ad.* ( ઍટ લાસ્ટ ) છેલ્લે
Without, *pre.* ( ઉવિધાઉટ ) વગર.
Mistake, *s.* ( મિસ્ટેક ) ભૂલ.
Always, *ad.* ( ઑલઉવેઝ) હંમેશ.
Tried, *v.* (ટ્રાઇડ) કોશેશ કીધી.
House, *s.* ( હાઉસ ) ઘર.
Cottage, *s.* ( કૉટેજ ) ઝુંપડું.
School, *s.* ( સ્કૂલ ) નિશાળ.
Church, *s.* ( ચર્ચ ) દેવળ.
Farm, *s.* ( ફાર્મ ) ખેતર.
Stable, *s.* ( સ્ટેબલ ) તબેલો.
Mill, *s.* ( મિલ ) ઘંટી; કારખાનું.
Shop, *s.* ( શૉપ ) દુકાન.
Street, *s.* ( સ્ટ્રિટ ) મોહોલ્લો.
Square, *s.* ( સ્કવેર ) ચોક, ચોરસ.

## કુદવા વિશે.

( ૧ ) મેરિ પોતાનું કુદવાનું દોરડું ઉપાડી લેઇ ચોકમાં દોડી જતાં બોલી, "જુઓ, હું કેવી કુદી શકું છું!" ( ૨ ) તેણીની માએ પોતાનું કામ છોડી દીધું અને ઉઘાડાં બારણાં આગલ ઉભી, અને તેની નાની છોકરી કુદવા લાગી ત્યારે તેણીની તરફ જોતી હતી. ( ૩ ) એકેક પગલાં ઉપાડતી વેળાએ મેરિ "એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ," ગણી ગઇ, આખરે તેણીએ વીસ સુધી ગણ્યા.

(૪) ત્યાર પછી તેણી પોતાની મા આગળ દોડી ગઈ, તેણીના ગાલ લાલ થઇ આવ્યા હતા, અને બોલી "મા! મા! મેં વીસ કીધા છે!" (૫) "તારે ફરીથી કોશેશ કરવી જોઇએ, અને એવડા વીસ કરવા જોઇએ. જ્યારે હું તારી માફક નાની છોકરી હતી, ત્યારે હું એટલા અને વધારે કરી શકતી હતી." તેણીની માએ કહ્યું. (૬) મેરિ બોલી, "તમે કરી શકતાં હતાં? ત્યારે તો હું કરીશ," અને જ્યાં સુધી તેણીથી એવડા વીસ ગણી શકી ત્યાં સુધી કોશેશ કરવાને તેણી દોડી ગઇ. (૭) એવડા વીસ તે કેટલા થયા તે તમે જાણો છો? મેરિ જાણતી ન હતી. તેણીને માત્ર બાર છંગ સુધી આંક આવડતા હતા. (૮) જ્યારે તેણીએ 'એક સાતું સાત' ભણવા માંડયું, ત્યારે તેણીએ કહ્યું કે એ તો અતિશય અઘરૂં છે, ને મારાથી થાય નહિ. (૯) "ફરીથી તજવીજ કર," તેણીની માએ કહ્યું "જ્યારે હું નાની છોકરી હતી ત્યારે સઘળા આંક હું જાણતી હતી; અને તું કોશેશ કરે તો મારી ખાતરી છે કે તુંને આવડશે, જે બીજા કોઇએ કરયું છે તે તું કરી શકે." (૧૦) મેરિએ કોશેશ કીધી. જલદીથી તે પાઠ તેણીને આવડયો, અને આખરે જ્યાં સુધી "એક દુ" થી "બાર બારાં" સુધી વગર ચુકે ભણી શકી ત્યાં સુધી એક પછી એક (આંક) તે બોલી ગઈ. (૧૧) તે પછી પોતાની મા નાની હતી ત્યારે જે દરેક ચીજ તેણીએ કરી હતી તે કરવાને મેરિ હંમેશાં કોશેશ કરતી હતી.

## THE THREE KITTENS. (ધી થ્રી કિટન્સ)

## બિલાડીનાં ત્રણ બચ્ચાં.

Kittens, *s.* (કિટન્સ) બિલાડીના બચ્ચાં.
Little, *a.* (લિટલ) નાનાં.
All, *a.* (ઑલ) સઘળાં.
Hearth-rug, *s.* (હાર્થ-રગ) ચુહુલા આગળનો કાથાના દોરડાંનો ગાલીચો.
Fast, *ad.* (ફાસ્ટ) મજબુત, પૂર.
Asleep, *a.* (ઍસ્લીપ) ઉંઘાયલા.
Fast asleep, *a.* (ફાસ્ટ ઍસ્લીપ) ભર ઉંઘમાં.
Old, *a.* (ઓલ્ડ) બુઢી.
Mother, *s.* (મધર) મા.
Snug, *a.* (સ્નગ) સુખદાયક.
As can be, (ઍઝ કૅન બી) જેમ હોય શકે તેમ.
Right, *a.* (રાઇટ) બરાબર.
In the midst of, (ઇન ધી મિડસ્ટ ઑફ) વચમાં.
Midst, *s.* (મિડસ્ટ) વચોવચ.
Her, *pro.* (હર) તેણીનાં.
Children, *s.* (ચિલ્ડ્રન) બચ્ચાં.
Three, *a.* (થ્રી) ત્રણ.
Shining, *a.* (શાઇનિંગ) ચળકતી.
Black, *a.* (બ્લૅક) કાળી.
Long, *a.* (લૉંગ) લાંબો.
Gray, *a.* (ગ્રે) કાબરચીત્રું; ભુરારંગનું.

Stripe, *s.* ( સ્ટ્રાઇપ ) પટો.
Top, *s.* ( ટૉપ ) મથાળું.
Back, *s.* ( બૅક ) પીઠ.
White, *a.* ( ઉવ્હાઇટ ) સફેદ.
Ear, *s.* ( ઇઅર ) કાન.
Toe, *s.* ( ટો ) અંગુઠો. ( પગનો )
Looks, *v.* ( લૂકસ ) દેખાય છે.
Like, *pre.* ( લાઇક ) માફક.
Round, *a.* ( રાઉંડ ) ગોળ.
Ball, *s.* ( બૉલ ) દડો.
Snow, *s.* ( સ્નો ) બરફ.
Dear, *a.* ( ડીઅર ) પ્યારી, વ્હાલી.
Is covered, *v.* ( ઇઝ કવર્ડ ) ઢંકાયલી છે.
Dots, *s.* (ડૉટસ) મિંડા, ટીપકી.
Fur, *s.* ( ફર ) રૂવાંવાળી.
Coat, *s.* ( કોટ ) ચામડી.
Spots, *s.* ( સ્પૉટસ ) ડાઘા.
Yellow, *a.* ( યલો ) પીળી.
Merry, *a.* ( મેરિ ) આનંદી; ખુશ.
Blue, *a.* ( બ્લૂ ) આસમાની રંગનું.
Bright, *a.* ( બ્રાઇટ ) ચળકતી.
Pretty, *a.* ( પ્રિટિ ) સુંદર.
Wide awake, *a.* ( ઉવાઇડ અવેક ) પૂરેપૂરાં જાગૃત, તદન જાગતાં.
Tied, *part.* ( ટાઇડ ) બાંધેલું.
Fast, *ad.* ( ફાસ્ટ ) મજબુત.
Thread, *s.* ( થ્રેડ ) દોરો.
Made, *part.* ( મેડ ) બનાવેલું.
Leather, *s.* ( લેધર ) ચામડું.
Red, *a.* ( રેડ ) રાતું.
Rolls away, *v.* (રોલ્ઝ અવે ) ગબડે [ છે.
Run, *v.* ( રન ) દોડે છે.
While, *ad.* (ઉવ્હાઇલ) જ્યારે.
Mamma, *s.* ( મમા ) મા.
Sits by, *v.* (સિટસ બાઇ) પાસે બેસે [છે.
Laughs, *v.* ( લાફ્સ ) હસે છે.
Fun, *s.* ( ફન ) રમુજ.

## બિલાડીનાં ત્રણ બચ્ચાં.

(૧) સ્નો ફ્લેક, સ્પૉટિ અને નાનો બો-પીપ એ સર્વ સગડી આગળના કાઠાનાં ગાલીચા ઉપર ભર ઉંઘમાં પડેલાં છે. (૨) ઘરડી મા પુસિ પોતાનાં ત્રણ બચ્ચાંની બરાબર વચમાં બને એટલી સગવડથી બેઠી છે. (૩) ઘરડી મા પુસિ પોતાની પીઠનાં ઉપલા ભાગ ઉપર લાંબા ભૂરા રંગના પટા સહિત ચકચકિત અને કાળી ( દેખાય ) છે. (૪) સ્નો ફ્લેક પોતાના કાનથી તે પગના અંગોઠા સુધી સફેદ રંગની છે અને તે બરફના ગોળ દડાની માફક દેખાય છે. (૫) વ્હાલું નાનું સ્પૉટિ ( કાળા ) મિંડાંથી ભરેલું છે તેની સફેદ રૂવાંની ચામડી ઉપર નાનાં કાળાં ધાબાં છે. (૬) નાનો બો-પીપ પીળો અને સફેદ છે. તેની આંખો ખુશ દેખાવની આસમાની રંગની, અને ચળકતી છે. (૭) બો-પીપ, સ્પૉટિ અને સુંદર સ્નો ફ્લેક સઘળાં સગડી આગળના કાઠાના દોરડાંનાં ગાલીચા ઉપર તદન જાગતાં પડયાં છે. (૮) બો-પીપની પાસે એક દોરાથી

મજબુત બાંધેલો દડો છે. તે દડો ચામડાનો બનાવેલો પીળો અને રાતો છે. ( ૯ ) દડો ગબડે છે, અને પેલાં ત્રણે બચ્ચાં દોડે છે, જ્યારે તેમની મા બેસે છે અને રમત જોઇ હસે છે.

## A GAME WITH PUSS.

## ( એ ગેમ ઉવિથ પુસ ) બિલાડી સાથ રમત.

Game, *s.* ( ગેમ ) રમત, ગમત.
Come, *v.* ( કમ ) આવ.
Have, *v.* ( હૅવ ) લે; મેળવ. [કર.
Have a game, (હૅવ એ ગેમ) ગમત
Puss, *s.* ( પુસ ) બિલાડી.
Said, *v.* ( સેડ ) કહ્યું.
Sister, *s.* ( સિસ્ટર ) બહેન.
As, *ad.* ( ઍઝ ) જેવો.
Spoke, *v.* (સ્પોક) બોલ્યો.
Tied, *v.* ( ટાઇડ ) બાંધ્યો.
Piece, *s.* ( પીસ ) કકડો.
String, *s.* ( સ્ટ્રિંગ ) દોરી.
Tassel, *s.* ( ટૅસલ ) ફુમતું, જુમખો.
Held, *v.* ( હેલ્ડ ) પકડયો.
Hand, *s.* ( હૅન્ડ ) હાથ.
Then, *ad.* ( ધેન ) ત્યારે.
Went, *v.* ( ઉવેન્ટ ) ગયાં.
Together, *ad.* ( ટગેધર ) સાથે.
They, *pro.* ( ધે ) તેઓ.
Look for, *v.* ( લૂક ફૉર ) શોધવું.
Found, *v.* ( ફાઉંડ ) મળી આવી.
Half, *a.* ( હાફ ) અર્ધી.
Asleep, *a.* ( ઍસ્લીપ ) ઉંઘેલી.
Foot-stool, *s.* (ફુટ-સ્ટૂલ) પગ મુક-
વાનું નાનું આરણીઉં અથવા પાટલો.
Parlour, *s.* ( પાર્લર ) ઓરડો.
Quietly, *ad.* (કવાએટલિ) ગુપચુપ.
Placed, *v.* ( પ્લેસ્ડ ) મુકી.
Near, *pre.* ( નીઅર ) નજદીક.
Spot, *s.* ( સ્પૉટ ) જગા.
Where, *ad.* ( ઉવ્હેર ) જ્યાં.
Lay, *v.* ( લે ) પડેલી હતી.
Began, *v.* ( બીગૅન ) શરૂ કીધું.
Draw, *v.* ( ડ્રૉ ) ખેંચવું.
Slowly, *ad.* ( સ્લોલિ ) ધીમેથી.
Past her, (પાસ્ટ હર) તેની પાસેથી.
As soon as, (ઍઝ સૂન ઍઝ) જેવી.
Move, *v.* ( મૂવ ) ચાલવું.
Opened, *v.* ( ઓપન્ડ ) ઉઘાડી.
Fixed, *v.* ( ફીકસ્ડ ) ટાંકી.
Them, *pro.* ( ધેમ ) તેમને.
Half, *a.* ( હાફ ) અર્ધી.
Arose, *v.* ( અરોઝ ) ઉઠી.
To watch, *v.* ( ટૂ ઉવૉચ ) તપા-
સવાને, જોવાને.
See, *v.* ( સી ) જુઓ છો.
Picture, *s.* ( પિકચર ) ચિત્ર.
At last, *ad.* ( ઍટ લાસ્ટ ) છેલ્લે
સરવાળે.
Gave, *v.* (ગેવ) આપ્યો. [એકાએક.
Sudden, *a.* ( સડન ) ઓચીંતો,

Pull, *s.* ( પુલ ) આચકો.
To Mary's delight, ( ટૂ મેરિઝ ડીલાઇટ ) મેરીની ખુશાલી સાથે.
Sprang, *v.* ( સ્પ્રૅંગ ) કુદી.
At, *pre.* ( ઍટ ) તરફ. [કુદે.
Would spring, *v.* ( વુડ સ્પ્રિંગ )
Mouse, *s.* ( માઉસ ) ઉંદર.
Too, *ad.* ( ટૂ ) ઘણીજ. [ઉતાવળી.
Quick, *a.* ( ક્વીક ) ઝડપવાળી,
Had been watching, *a.* ( હૅડ બીન વૉચીંગ ) તપાસ કરતો હતો.
Another, *a.* (અનધર) એક બીજો.
Kept, *v.* ( કૅપ્ટ ) રાખ્યું.
Out of, *pre.* ( આઉટ ઑફ ) માંથી.
Paws, *s.* ( પૉઝ ) પંજા.
Fun, *s.* ( ફન ) મજાક, રમુજ.
Round and round, *pre.* ( રાઉંડ ઍન્ડ રાઉંડ ) ગોળ આસપાસ.
Room, *s.* ( રૂમ ) ઓરડો.
After, *ad.* ( આફ્ટર ) પછી.
Made, *v.* ( મેડ ) કીધો, માર્યો.
Spring, *s.* ( સ્પ્રિંગ ) કુદકો.
Snatched, *v.* (સ્નૅચ્ડ) છીનવી લીધું.
Made off, *v.* (મેડ ઑફ) નાશી ગઇ.
Oh, *inter.* ( ઓ ) અરે.
What, *ad.* ( વૉટ ) કેવી.
Race, *s.* ( રેસ ) સરત.
Sofa, *s.* ( સોફા ) કોચ.
Table, *s.* ( ટેબ્લ ) મેજ. [ પડી.
Jumped up, *v.* (જમ્પ્ડ અપ ) કુદી
Chair, *s.* ( ચેર ) ખુરશી.
Caught, *v.* ( કૉટ ) પકડયું.
Again, *ad.* ( અગેન ) ફરીથી.
Beef, *s.* ( બીફ ) ગાયનું માંસ.
Mutton, *s.* ( મટન ) બકરાનું માંસ.
Pork, *s.* ( પોર્ક ) ડુક્કરનું માંસ.
Bacon, *s.* (બેકન) ડુક્કરનું માંસ આથેલું.
Veal, *s.* ( વીલ ) વાછરડાનું માંસ.
Lamb, *s.* (લૅમ્બ) ઘેટું, મેઢાંનું બચ્ચું.
Lard, *s.* ( લાર્ડ ) ડુક્કરની ચરબી.
Suet, *s.* ( સુએટ ) જાનવરની ચરબી.
Flesh, *s.* ( ફ્લેશ ) માંસ.
Meat, *s.* ( મીટ ) માંસ.

## બિલાડી સાથ રમત.

(૧) વિલીએ પોતાની બેહેન મેરીને કહ્યું, “ ચાલ આવ અને બિલાડી સાથ રમત કર. ” એમ બોલતાં જે ફુમતું તેણે પોતાના હાથમાં ધર્યું હતું તેની સાથ દોરીનો એક કકડો બાંધ્યો. (૨) ત્યાર પછી તેઓ સાથે બિલાડીને શોધવા ગયાં. તેઓએ તેણીને ઓરડામાંના પગ મુકવાના નાનાં પાટલા ઉપર અરધી ઉંઘમાં પડેલી જોઇ. (૩) જે જગાએ બિલાડી સુતી હતી તે જગા આગળ વિલીએ આસ્તે રહી પેલું ફુમતું મુકયું, પછી તેણે તેણીની પાસેથી ધીમેથી તે ખેંચવા માંડયું. (૪) જેવું તે હાલવા માંડયું એટલે બિલાડીએ

પોતાની આંખ ઉઘાડી અને તે ( ફુમતાં ) ની ઉપર ટાંકી, ત્યાર પછી જેમ તમે ચિત્રમાં જુઓ છો તેમ, તે તપાસવાને તેણી અરધી ઉઠી. ( ૫ ) છેલ્લે સરવાળે ઉવિલીએ દોરી એકાએક ખેંચી. પછી મેરિની ખુશાલીમાં, જેમ એક ઉંદર ઉપર તરાપ મારે તેમ, પેલી બિલાડીએ પગ ટેકવાના પાટલા ઉપરથી ફુમતાં ઉપર કુદકો માર્યો. ( ૬ ) ઉવિલીએ એટલી તો ઝડપ કરી કે તે તેણી ઝુટાવી શકી નહિ. આની તે રાહ જોતો હતો, અને તેથી પેલી દોરીને એક બીજો આચકો મારીને તેણે તેણીના પંજામાં તે ફુમતું જવા દીધું નહિ, અને તે દૂર દોડી ગયો. ( ૭ ) પછી રમુજ શરૂ થઇ, અને છોકરાંઓ પોતાની પુઠે બિલાડી સહિત ઓરડામાં ગોળને ગોળ દોડયાં કીધાં. આખરે બિલાડીએ ફુમતાં ઉપર એક ઓચિંતો કુદકો માર્યો, તે ફુમતું ઉવિલીના હાથમાંથી ઝુટાવી લીધું, અને તે લઇને નહાસી ગઇ. ( ૮ ) અરે, કેવી સરત તેણીની પાછળ તેઓ દોડયાં હતાં ! તેણી કૉચની નીચે દોડી ગઇ, ત્યાર પછી મેજની નીચે, પણ આખરે તેણી તે ( ફુમતાં ) સહિત એક ખુરસી ઉપર કુદી બેઠી, અને ઉવિલીએ તે પાછું પકડી લીધું.

---

## THE KETTLE AND ITS FRIENDS.

### ( ધી કેટલ ઍન્ડ ઇટસ ફ્રેન્ડઝ ) કિટલી અને તેના સોબતીઓ.

Kettle, *s.* ( કેટલ ) કિટલી.
**Am**, *v.* ( ઍમ ) છું.
Have seen, *v.* ( હૅવ સીન) જોઇ છે.
Often, *ad.* ( ઑફ્ન ) વારંવાર, વારે ઘડીએ.
Me, *pro.* ( મી ) મને.
**At** work, ( ઍટ ઉવર્ક ) કામ કરતાં.
Boiling, *part.* (બૉઇલિંગ) ઉકાળતાં.
Water, *s.* ( ઉવૉટર ) પાણી.
For, *pre.* ( ફૉર ) માટે, કાજે.
Your, *pro.* ( યૉર ) તમારા.
Breakfast, *s.* ( બ્રેકફાસ્ટ ) સહવારનું ખાણું; નાસ્તો.
Dinner, *s.* ( ડિનર ) બપોરનું ખાણું.
Or, *con.* ( ઑર ) અથવા.
Tea, *s.* ( ટી ) ચા.
See, *v.* ( સી ) જુઓ છો.
Do know, *v.* ( ડૂ નો ) જાણો છો.
Of what, ( ઑફ઼ ઉવૉટ ) શાની.
Am made, *v.* ( ઍમ મેડ) બનેલી છું.
Will tell, *v.* ( ઉવિલ ટેલ ) કહીશ.
Iron, *s.* ( આયર્ન ) લોઢું.
Because, *con.* ( બીકૉઝ ) કારણ કે.
Can bear, *v.* ( કૅન બેર ) ખમી શકેછે.
Great, *a.* ( ગ્રેટ ) ઘણી.
Heat, *s.* ( હીટ ) ગરમી, તાપ.

Here, *ad.* ( હીઅર ) અહિઆં.
Friend, *s.* ( ફ્રેન્ડ ) દોસ્ત, સોબતી.
Coffee pot, *s.* ( કૉફી પૉટ ) કાફી બનાવવાનું વાસણ; કાવાદાની.
No, *ad.* ( નો ) નહિ.
Then, *ad.* ( ધેન ) ત્યારે.
Tin, *s.* ( ટિન ) કલાઇ ચોપડેલું લોઢાનું પાટલું પતરું.
Sits, *v.* ( સિટસ ) બેસે છે.
Beside, *pre.* ( બીસાઇડ ) પાસે, નજદીક.
Hob, *s.* ( હૉબ ) ચુલાનો અહોસો.
Pour, *v.* ( પૉર ) રેડું છું.
Hot, *a.* ( હૉટ ) ગરમ.
Enough, *ad.* ( ઇનફ ) પુરતું.
To scald, *v.* ( ટૂ સ્કૅલ્ડ ) દાઝવાને, બાળી નાખવાને.
Could feel, *v.* ( કૂડ ફીલ ) લાગી શકે.
Only, *ad.* ( ઓન્લિ ) માત્ર.
Now, *ad.* ( નાઉ ) હવે.
Family, *s.* ( ફૅમિલિ ) કુટુંબ.
Without, *pre.* ( ઉવિધાઉટ ) વગર.
Them, *pro.* ( ધેમ ) તેમને.
Should be, *v.* ( શૂડ બી ) થાઉં.
So much, ( સો મચ ) એટલી બધી.
Use, *s.* ( યુસ ) ખપ, કામ.
As, *ad.* ( ઍઝ ) જેવી.
In the middle, ( ઇન ધી મિડલ ) વચમાં.
Tea pot, *s.* ( ટી પૉટ ) ચા બનાવવાનું વાસણ, ચાદાની.
All, *a.* ( ઑલ ) સઘળાં.
Around, *pre.* ( અરાઉંડ ) આસપાસ.
Cups, *s.* ( કપ્સ ) પ્યાલાં.
Saucers, *s.* ( સૉસર્ઝ ) રકાબી.
Just like, ( જસ્ટ લાઇક ) બરોબર, માફક.
Hen, *s.* ( હેન ) મરઘી.
Chickens, *s.* ( ચિકન્સ ) મરઘીનાં બચ્ચાં.
Two, *a.* ( ટૂ ) બે.
Greatest, *a.* ( ગ્રેટેસ્ટ ) સૌથી મોટાં.
Mother, *s.* ( મધર ) મા.
Does fill, *v.* ( ડઝ ફિલ ) ભરે છે.
But, *con.* ( બટ ) પણ.
Gets to work, ( ગેટસ ટૂ ઉવર્ક ) કામ કરાવે છે.
Have not to do, ( હૅવ નૉટ ટૂ ડૂ ) કરવાનું હોતું નથી.
Clay, *s.* ( કલે ) મટોડી.
Must bid, *v.* ( મસ્ટ બિડ ) કહેવી જોઇએ.
Good afternoon, ( ગૂડ-આફ્ટરનૂન ) બપોર પછીની સલામ.
Five, *a.* ( ફાઇવ ) પાંચ.
Pen, *s.* ( પેન ) કલમ, લેખણ.
Ink, *s.* ( ઇંક ) સાહી.
Paper, *s.* ( પેપર ) કાગજ.
Pencil, *s.* ( પેન્સિલ ) સીસાપેન, સુખડપેન.
Slate, *s.* ( સ્લેટ ) પથ્થર પાટી.
Book, *s.* ( બૂક ) ચોપડી.
Desk, *s.* ( ડેસ્ક ) મેજ.
Form, *s.* ( ફૉર્મ ) બાંક, બાજટ.
Chalk, *s.* ( ચૉક ) ચાક, સફેદો.
Board, *s.* ( બોર્ડ ) પાટીઉં.

## કિટલી અને તેના સોબતીઓ.

(૧) હું એક કિટલી છું. તમારા નાસ્તા, બપોરના ખાણા અથવા ચાને વાસ્તે પાણી ઉકાળવા કામે લાગેલી તમે મને વારંવાર દીઠી છે. (૨) તમે મને વારંવાર જુઓ છો, પણ હું શાની બનેલી છું તે તમે જાણો છો? હું તમને કહીશ. હું લોઢાંની બનેલી છું, કારણ કે લોઢું ઘણી ગરમી ખમી શકે છે. (૩) અહીં મારો સોબતી કાફીનું વાસણ છે. તે શાનો બનેલો છે તે તમે જાણો છો? નહિ! ત્યારે હું તમને કહીશ. મારો સોબતી કાફીનું વાસણ લોઢાંનાં કલાઇ લગાડેલાં પાતળાં પતરાંનો બનેલો છે. (૪) તે ચુલાના અહોલા ઉપર મારી પાસે બેસે છે. જો તેને લાગવાની શકિત હોય તો તે દાઝી જાય એટલું ગરમ પાણી વારંવાર હું તેમાં નાખું છું. (૫) હવે તમે મારા સોબતીઓના કુટુંબને જોશો. તેઓના વગર હું છું એટલી ઉપયોગી થાઉં નહિ. (૬) તેઓ આ રહ્યાં. એક મરઘી અને તેણીનાં પીલાંની માફક વચોવચમાં તમો ચાદાની જુઓ છો, અને તેની આસપાસ સઘળી ગમથી ફરતાં પ્યાલાં અને રકાબીઓ છે. કાફીનું વાસણ અને ચાદાની મારા બે સૌથી મોટા શોબતી છે. તમારી મા વારંવાર મને ભરતી નથી, પણ તેણી એક કે બીજાને મારી સાથ કામ કરવાને લે છે. (૭) જેટલું મારા બે મિત્રને પ્યાલાં ને રકાબી સાથ કામ પડે છે, તેટલું કામ મને પડતું નથી. પણ હું તેમને વારંવાર જોઉં છું. અને જાણું છું કે તેઓ શાના બનેલાં છે. પ્યાલાં અને રકાબીઓ માટીનાં બનેલાં છે. (૮) હવે મારે તમને પાછલા પ્રહોરની સલામ કરવી જોઈએ, કારણ કે પાંચ વાગ્યા છે, અને મારે ચા માટે પાણી ઉકાળવું પડશે.

---

## EDITH'S BIRD BASKETS.

### (એડિથ્સ બર્ડ બાસ્કેટ્સ) એડિથની પક્ષીની ટોપલીઓ.

Cold, *a.* (કોલ્ડ) ઠંડો.
Winter, *a.* (ઉવિન્ટર) શિયાળાનો.
Day, *s.* (ડે) દહાડો.
Some, *a.* (સમ) કેટલાક.
Hungry, *a.* (હંગ્રિ) ભુખ્યાં.
Birds, *s.* (બર્ડઝ) પક્ષીઓ.
Came, *v.* (કેમ) આવ્યાં.
Hopping, *part.* (હૉપિંગ) કુદતાં.
Near, *pre.* (નીઅર) નજદીક.
Window, *s.* (ઉવિન્ડો) બારી.
Little, *a.* (લિટલ) નાની.
Girl, *s.* (ગર્લ) છોકરી.
Called, *part.* (કૉલ્ડ) નામે, કહેવાતી.
Saw, *v.* (સૉ) દીઠું, જોયું.
Opened, *v.* (ઓપંડ) ખોલી, ઉઘાડી.

Threw out, *v.* ( થ્રીઉ આઉટ ) બહાર નાખ્યાં, ફેંકયાં.
Crumbs, *s.* ( ક્રમ્બ્ઝ ) ટુકડા, કકડા, ભુકો.
Bread, *s.* ( બ્રેડ ) રોટલી.
Flew, *v.* ( ફ્લ્યૂ ) ઊડી ગયાં.
Soon, *ad.* ( સૂન ) તરતજ.
Ate, *v.* ( એટ ) ખાઈ ગયાં.
Next, *a.* ( નેક્સ્ટ ) બીજે.
Bought, *v.* ( બૉટ ) ખરીદ કીધાં.
Small, *a.* ( સ્મૉલ ) નાની.
Gave, *v.* ( ગેવ ) આપી.
Tiny, *a.* ( ટાઇનિ ) ઘણી નાની.
Each, *a.* ( ઇચ ) દરેક.
Bigger, *a.* ( બિગર ) વધારે મોટું.
Than, *con.* ( ધૅન ) કરતાં.
Helped, *v.* ( હેલ્પ્ડ ) મદદ કીધી.
To fill, *v.* ( ટૂ ફિલ ) ભરવાને.
Seeds, *s.* ( સીડસ ) બીઆં.
Went, *v.* ( ઉવેન્ટ ) ગઈ.
Hang, *v.* ( હૅંગ ) લટકાવવું, ટાંગવું.
Branches, *s.* ( બ્રૅન્ચીઝ) ડાંખળીઓ.
Tree, *s.* ( ટ્રી ) ઝાડ.
It was not long, (ઇટ ઉવૉઝ નૉટ લૉંગ) લાંબો વખત નહિ થયો.
Until, *ad.* ( અન્ટિલ ) જ્યાં સુધી.
Out of, *pre.* ( આઉટ ઑફ ) માંથી.
While, *ad.* ( ઉવ્હાઇલ ) જ્યારે.
Stood, *v.* ( સ્ટૂડ ) ઉભી રહી. [સતી.
Watching, *part.* ( ઉવૉચિંગ ) તપા-
Filled, *v.* ( ફિલ્ડ ) ભરી.
Every day, ( એવરિ ડે ) દરરોજ.

Through, *pre.* ( થ્રુ ) માં; સુધી.
Grew, *v.* ( ગ્રીઉ ) થયાં.
So, *ad.* ( સો ) એટલાં તો.
Tame, *a.* ( ટેમ ) હળી ગયલાં.
Would fly, *v.* (ઉડ ફ્લાઇ) ઉડતાં.
Down, *ad.* ( ડાઉન ) નીચે.
Hop, *v.* ( હૉપ ) કુદવું.
About, *pre.* ( અબાઉટ ) આસપાસ.
Feet, *s.* ( ફીટ ) પગો.
Fear, *s.* ( ફીઅર ) ધાસ્તી.
Spring, *s.* ( સ્પ્રિંગ ) વસંત રૂતુ.
Flew away, *v.* (ફ્લ્યૂ અવે) ઉડી ગયાં.
Snow, *s.* ( સ્નો ) બરફ.
Was off the ground, (ઉવૉઝ ઑફ ધી ગ્રાઉંડ ) જમીન પરથી નીકળી ગયું હતું.
Little, *a.* ( લિટલ ) નાનાં.
Creatures, *s.* ( ક્રીચર્ઝ ) પ્રાણીઓ.
Could find, *v.* ( કુડ ફાઇંડ ) મળી શકયો.
Now, *ad.* ( નાઉ ) હવે.
Plenty, *s.* (પ્લેન્ટિ) પુષ્કળ, ઘણો.
Food, *s.* ( ફૂડ ) ખોરાક.
For, *pre.* ( ફૉર ) માટે, કાજે.
Themselves, *pro.* ( ધેમસેલ્વ્ઝ ) તેમને પોતાને.
Woods, *s.* ( ઊડઝ ) જંગલો.
Fields, *s.* (ફીલ્ડસ ) ખેતરો.
Very, *ad.* ( વેરિ ) ઘણી.
Glad, *a.* ( ગ્લૅડ ) ખુશી.
Had been able, (હૅડ બીન એબલ) શક્તિવાન થઇ હતી.

Long, *a.* ( લૉંગ ) લાંબો.
Cold, *a.* ( કોલ્ડ ) ઠંડો.
Took, *v.* ( ટૂક ) ઉતારી લીધી.
Down, *ad.* ( ડાઉન ) નીચે.
Took down, *v.* ( ટૂક ડાઊન ) નીચે ઊતારી લીધી.
Put, *v.* ( પુટ ) મુકી.
Put them away, તેમને ઊંચી [મુકી.
Till, *ad.* ( ટિલ ) જ્યાંસુધી.
Again, *ad.* ( અગેન ) ફરીથી.
Dish, *s.* ( ડિશ ) ઊંડી રકાબી.
Plate, *s.* ( પ્લેટ ) રકાબી.
Knife, *s.* ( નાઇફ ) છરી.
Knives, *s.* ( નાઇવ્ઝ ) છરીઓ.
Fork, *s.* ( ફૉર્ક ) કાંટો.
Spoon, *s.* ( સ્પૂન ) ચમચો.
Bowl, *s.* (બોલ) મોટું પ્યાલું, વાટકો.
Basin, *s.* ( બેસિન ) વાસણ.
Cup, *s.* ( કપ ) પ્યાલું.
Saucer, *s.* ( સૉસર ) રકાબી.

## એડિથના પક્ષીની ટોપલીઓ.

( ૧ ) શિયાળાના એક થંડા દિવસે કેટલાંક ભુખ્યાં પક્ષીઓ બારીની આગળ કુદતાં કુદતાં આવ્યાં, અને એક નાની છોકરી જેને એડિથ કરી કહેતાં હતાં તેણીએ તેમને જોયાં. ( ૨ ) તેણીની માએ બારી ઉઘાડી અને રોટલીના કેટલાક કકડા બહાર નાંખ્યાં. તે ભુખ્યાં પક્ષીઓ તેની આગળ ઉડી આવ્યાં, અને જલદીથી તે સઘળાં ખાઇ ગયાં. ( ૩ ) બીજે દહાડે એડિથની માએ ત્રણ નાની ટોપલીઓ ખરીદી અને તે તેણીને આપી. તે ટોપલીઓ ઘણી નાની હતી, દરેક નાનાં પ્યાલાં કરતાં વધારે મોટી ન હતી. ( ૪ ) એડિથે તે ટોપલીઓ બિપાં અને રોટલીના કકડાથી ભરવાને મદદ કીધી. ત્યાર પછી તેણી પોતાની માને બારીની આગળનાં એક ઝાડની ડાળી ઉપર તેઓને ટાંગતી જોવાને ગઇ. ( ૫ ) ઘણો વખત ગયો નહિ એટલામાં તે પક્ષીઓ આવ્યાં અને તે ટોપલીમાંથી ખાઇ ગયાં, કે જે વેળા એડિથ બારી આગળ તેમને જોતી ઉભી રહી. ( ૬ ) એડિથ દરરોજ તે ટોપલીઓ ભરતી હતી અને તે પક્ષીઓ આખો શિયાળો તે ઝાડ આગળ આવતાં હતાં. તેઓ એટલાં તો હળી ગયાં હતાં કે તેઓ ઝાડ ઉપરથી નીચે ઉડી આવતાં અને બીક વગર તેણીના પગની આસપાસ કુદતાં હતાં. ( ૭ ) આખરે વસંતરતુ આવી, અને પક્ષીઓ ઉડી ગયાં. જમીન ઉપરથી બરફ જતું રહ્યું હતું, અને તે નાનાં પ્રાણીઓને જંગલો અને ખેતરમાં પોતાને માટે પુષ્કળ ખોરાક હવે મળી શકયો. ( ૮ ) લાંબા થંડા શિયાળામાં પક્ષીઓને મદદ કરવાને એડિથ શક્તિવાન થઇ તેથી તેણી ઘણી ખુશી થઇ હતી. ( ૯ ) તેણીએ ઝાડ ઉપરથી પેલી ત્રણ નાની ટોપલીઓ નીચે ઉતારી લીધી અને શિયાળો પાછો આવતાં સુધી તેમને ઉંચે મુકી રાખી.

## MY TAME OWL.

## ( માઈ ટેમ આઉલ ) મારો પાળેલો ઘુવડ.

Once, *ad.* ( ઊવન્સ ) એક વખત.
I had, ( આઇ હૅડ ) મારી પાસે હતું.
White, *a.* ( ઊેહ્વાઇટ ) સફેદ.
Tame, *a.* ( ટેમ ) પાળેલો.
Loved, *v.* ( લવ્ડ ) ચાહતું હતું.
To be, *v.* ( ટૂ બી ) હોવાને, થવાને.
To be with me, મારી સાથે રહેવાને.
Home, *s.* ( હોમ ) ઘર, રહેઠાણ.
Not, *ad.* ( નૉટ ) નહિ.
Far, *ad.* ( ફાર ) દુર.
House, *s.* ( હાઉસ ) ઘર.
To pay a visit, ( ટૂ પે એ વિઝિટ) મુલાકાત લેવાને, મળવાને.
Does love, *v.* ( ડઝ લવ ) ચાહે છે.
Sun, *s.* ( સન ) સુરજ,સૂર્ય; આફતાબ.
Can see, *v.* ( કૅન સી ) જોઇ શકેછે.
Best, *ad.* ( બેસ્ટ ) સૌથી સારી રીતે.
Dusk, *s.* ( ડસ્ક ) જરા અંધારૂં.
But, *con.* ( બટ ) પણ.
So, *ad.* ( સો ) એટલું તો.
Fond, *a.* ( ફૉન્ડ ) ચહાતું.
Was so fond of me, મને એટલું તો ચહાતું હતું. [ વેળાએ.
Day time, *s.* ( ડે ટાઇમ ) દિવસની
Such, *a.* ( સચ ) એવી.
Fun, *s.* ( ફન ) રમુજ, ગમત.
Leave, *v.* ( લીવ ) છોડવું.
Path, *s.* ( પાથ ) રસ્તો.
Hop, *v.* ( હૉપ ) કુદતો કુદતો આવતો.
Did not look, *v.* ( ડિડ નૉટ લૂક ) જોયું નહિ.
Right, *s.* ( રાઇટ ) જમણી બાજુ.
Left, *s.* ( લેફ્ટ ) ડાબી બાજુ.
Straight on, ( સ્ટ્રેટ ઑન ) સીધું, પાધરૂં, આગળ.
Used to give, *v.* ( યૂઝડ ટુ ગિવ ) આપતો હતો.
Bits, *s.* ( બિટસ ) કકડા, ટુકડા.
Meat, *s.* ( મીટ ) માંસ.
Liked, *v.* ( લાઇકડ ) પસંદ કરતો.
Very much, ( વેરિ મચ ) ઘણું.
After, *ad.* ( આફ્ટર ) પછી.
Dinner, *s.* ( ડિનર ) ખાણું, ભોજન.
Hopping, *part.* ( હૉપિંગ ) કુદતું.
Perch, *v.* ( પર્ચ ) બેસવું.
Desk, *s.* ( ડેસ્ક ) મેજ, ઢળતી ટેબલ.
Where, *ad.* ( હ્વેહેર ) જ્યાં.
Had been writing, ( હૅડ બીન રાઇટિંગ ) લખતો હતો.
Would take, *v.* ( ઉડ ટેક ) લેતો.
Pen, *s.* ( પેન ) લેખણ.
Claw, *s.* ( કલૉ ) પંજા.
Peep in, *v.* ( પીપ ઇન ) ડોકીયાં કરીને જોવું.
Ink, *s.* ( ઈંક ) સાહી.
As if, *con.* ( ઍઝ ઇફ ) જાણે કે.
Too, *ad.* ( ટુ ) વળી. [ ચહાતો.
Would like to write, લખવા

Would sit, *v.* ( વુડ સીટ ) બેસતો.
There, *ad.* ( ધેર ) ત્યાં.
Top, *s.* ( ટૉપ ) મથાળું. [ મારવા.
Wink, *v.* ( વિંક ) આંખના પલકારા
Great, *a.* ( ગ્રેટ ) ઘણી.
Looked, *v.* ( લુકડ ) દેખાતો હતો.
So, *ad.* ( સો ) એટલો.
Very, *ad.* ( વેરિ ) ઘણુંજ.
Wise, *a.* ( વાઇઝ ) ડાહયો.
Much, *ad.* ( મચ ) ઘણોજ.
Wiser, *a.* ( વાઇઝર ) વધારે ડાહયો.
Than, *con.* ( ધૅન ) કરતાં.
Really, *ad.* ( રીઅલિ ) ખરેખર.
After a while, ( આફ્ટર એ વ્હાઇલ ) થોડો વખત પછી.
Out, *ad.* ( આઉટ ) બહાર.
Lawn, *s.* ( લૉન ) મેદાન.
Would turn, *v.* ( વુડ ટર્ન ) ફરતો.
Good bye, *s.* ( ગુડ બાઇ ) સલામ.
This, *a.* ( ધિસ ) આ.
Time, *s.* ( ટાઇમ ) વખત. [ હંમેશા.
Always, *ad.* ( ઑલવેઝ ) સદા,
Had, *v.* ( હૅડ ) હતું, પડતું.
To laugh, *v.* ( ટૂ લાફ ) હસવું.
Saw, *v.* ( સૉ ) દીઠું.
Chair, *s.* ( ચેઅર ) ખુરસી.
Table, *s.* ( ટેબલ ) મેજ, ટેબલ.
Sofa, *s.* ( સોફા ) કૉચ.
Stool, *s.* ( સ્ટૂલ ) સ્ટુલ, નાનો બાજત, ઇસ્તાન.
Clock, *s.* ( ક્લૉક ) મોટું ઘડીયાળ.
Watch, *s.* ( વૉચ ) નાનું ઘડીયાળ, ગજવામાં મુકવાનું ઘડીઆળ.
Glass, *s.* ( ગ્લાસ ) કાચ.
Picture, *s.* ( પિકચર ) છબી, ચિત્ર.
Piano, *s.* ( પિઆનો ) પિઆનો, એક જાતનું વાજીંત્ર. [ રંજી.
Carpet, *s.* ( કારપેટ ) ગાલીચો, સેત-

## મારો પાળેલો ઘુવડ.

( ૧ ) એક વખત મારી પાસે એક ઘુવડ, એક સફેદ ઘુવડ હતો. તે ઘણો હળી ગયલો હતો, અને મારી સાથ રહેવાને ચહાતો હતો. એક ઝાડ જે મારા ઘરથી દુર ન હતું તેમાં તેનું ઘર હતું. અને દરરોજ મને મુલાકાત આપવા તે આવતો હતો. ( ૨ ) ઘુવડને સૂર્ય ગમતો નથી. કારણ કે અંધારામાં તે ઘણું સરસ જોઇ શકે છે, પણ મારો ઘુવડ એટલો તો મને ચહાતો હતો કે તે મને દીવસની વખતે મળવા આવતો હતો. ( ૩ ) પોતાનું ઝાડ છોડીને મારાં ઘર તરફને રસ્તે કુદતો કુદતો આવતો તે જોવાની કેવી ગમત લાગતી હતી ! ( ૪ ) તે જમણી કે ડાબી કોરે જોતો નહિ. પણ મારી આગળ આવી પુગે ત્યાં સુધી સીધો કુદયા કરતો. હું તેને માંસના ટુકડા આપતો અને તે તેને ઘણું પસંદ પડતું હતું. ( ૫ ) પોતાના બપોરના ભોજન પછી તે કુદતો કુદતો આવતો અને મારી ઢળતી ટેબલ ઉપર જ્યાં હું લખતો હોઉં ત્યાં કુદી બેસતો. તે પોતાના પંજામાં કલમ

પકડતો અને જાણે કે તે લખવાને ચહાતો હોય તેમ સાહી તરફ ડોકયાં કરી જોતો. (૬) ત્યાર પછી તે ત્યાં મેજના મથાળા ઉપર બેસતો, અને મારી તરફ ફરીફરીથી આંખના પલકારા મારતો-પલકારા, પલકારા, પલકારાજ મારતો! (૭) તે ધુવડને બેસીને પલકારા મારતો જોવાને ઘણી ગમત પડતી હતી. તે ઘણું ડહાપણ દેખાડતો-ખરેખર તે હતો તેનાં કરતાં તે ઘણોજ ડાહ્યો દેખાતો હતો. (૮) થોડા વખત પછી, તે મેજ ઉપરથી નીચે કુદી પડતો, અને બહાર મેદાનમાં જતો. ત્યાર પછી તે ફરતો અને ફરીથી મને આંખના પલકારા મારતો, જાણે કે એવું કહેવા માંગતો હોય કે "આ વખતે તો સાહેબજી." (૯) આ સઘળો વખત તે એટલો તો ડાહ્યો જણાતો કે મને હમેશાં હસવું આવતું હતું, અને જે દરેક જન તેને જોતું તેથી હસતું હતું.

---

## PLAYING AT HORSES.

### (પ્લેઇંગ ઍટ હૉર્સીસ) ઘોડા દાવ રમવા વિષે.

School, *s.* (સ્કૂલ) નિશાળ.
Is over, (ઇઝ ઓવર) છુટે છે.
Lessons, *s.* (લેસન્સ) ધડા, પાઠો.
Are done, *v.* (આર ડન) પુરાં થયાંછે.
Scamper, *s.* (સ્કેમ્પર) ઉતાવળથી નાહાસી જવું તે, ઉતાવળી દોડ.
Harry, *s.* (હૅરિ) છોકરાનું નામ.
Sam, *s.* (સૅમ) છોકરાનું નામ.
Children, *s.* (ચિલ્ડ્રન) છોકરાંઓ.
Run, *v.* (રન) દોડે છે.
Horses, *s.* (હૉર્સીસ) ઘોડા.
I'll be, (આઇલ બી) હું થઇશ.
Man, *s.* (મૅન) હાંકનાર માણસ.
So, *ad.* (સો) એમ.
Said, *v.* (સેડ) કહ્યું.
Freddy, (ફ્રેડિ) છોકરાનું નામ.
Youngest, *s.* (યંગેસ્ટ) સૌથી નાનો.
All, *a.* (ઑલ) સર્વ, સઘળાઓ.
At once, (ઍટ ઉવન્સ) એકદમ.

Call, *s.* (કૉલ) [illegible]
Cord, *s.* (કૉર્ડ) દોરી.
Rein, *s.* (રેન) લગામ.
Whip, *s.* (હ્વિપ) ચાબુક.
Had he, (હૅડ હી) તેના પાસે હતો.
Galloped, *v.* (ગૅલપ્ડ) જોરથી કુદતા કુદતાં દોડયા.
When, *ad.* (હ્વેન) જ્યારે.
Gee, *s.* (ગી) રમતનો એક બોલ.
Cried, *a.* (ક્રાઇડ) બુમ પાડી.
Work, *s.* (ઉવર્ક) કામ.
Think, *v.* (થિંક) વિચારે છે; ધારેછે.
Often, *ad.* (ઑફન) વારંવાર.
Go, *v.* (ગો) જાય છે.
Tree, *s.* (ટ્રી) ઝાડ.
Lane, *s.* (લેન) ગલી.
Right, *ad.* (રાઇટ) સીધો, પાધરો.
Through, *pre.* (થ્રુ) માંથી.
Garden, *s.* (ગાર્ડન) વાડી, બાગ.
Home, *s.* (હોમ) ઘર.

## ઘોડા દાવ રમવા વિષે.

૧ જ્યારે નિશાળ છુટે છે અને પાઠ પુરા થાય છે, ત્યારે છોકરાં ઉતાવળથી દુર નાહાશી જવા માટે દોડે છે. "હૅરિ અને સૅમ, અને મેરિ અને જ્હૅન તમે ઘોડા થજો અને હું હાંકનાર થઇશ." (૨) તેઓ માંહેલાં સર્વથી નાના ફ્રેડિએ એ પ્રમાણે કહ્યું; તેના તેડવાથી સઘળા છોકરાં એકદમ દોડી ગયાં. તેની પાસે લગામ સારૂં દોરી હતી, પણ ચાબુક નહિ હતો; જ્યારે તેણે "ગી!" કરી બુમ પાડી ત્યારે તેઓ જોરથી કુદતાં કુદતાં દોડયાં. (૩) જ્યારે કામ સઘળું પુરૂં થાય છે, ત્યારે ઘોડા દાવ રમવું એ છોકરાંને સૌથી સરસ રમત લાગે છે; વારંવાર તેઓ પાધરા વાડીમાં થઇને ગલીમાંના ઝાડ આગળ જાય છે, અને ઘર તરફ પાછાં આવે છે.

## THE LITTLE BOATMAN.

## (ધી લિટલ બોટમૅન)—નાનો હોડીવાળો.

Boatman, *s.* ( બોટમૅન ) હોડીવાળો.
Here, *ad.* ( હીઅર ) અહીંઆં.
Is rowing, *v.* (ઇઝ રોઇંગ) હંકારેછે.
Sister, *s.* (સિસ્ટર) બહેન.
Her, *pro.* ( હર ) તેણીનો. [ નામ.
Annie, *s.* ( ઍની ) એક છોકરીનું
Across, *pre.* ( ઍક્રૉસ ) પેલે પાર.
Pond, *s.* ( પૉન્ડ ) તળાવ.
Feel, *v.* ( ફીલ ) લાગે છે.
Were making, ( વેર મેકિંગ ) કરતાં હતાં.
Real, *a.* ( રીઅલ ) ખરેખરી.
Voyage, *s.* ( વૉયેજ ) દરયાઇ સફર.
Fond, *a.* ( ફૉન્ડ ) શોખીન.
Boating, *s.* ( બોટિંગ ) મછવામાં ફરવાનો. [ પોતાની.
His own, *pro.* ( હિઝ ઓન ) તેની
Though, *con.* ( ધો ) જોકે.
Only, *ad.* ( ઓન્લિ ) માત્ર.

Fellow, *s.* ( ફેલો ) માણસ.
Row, *v.* ( રો ) હલેસાં મારવા.
Nicely, *ad.* (નાઇસ્લિ) સુંદર રીતે.
Belongs, *v.* ( બીલૉંગ્ઝ ) લગતો છે.
Lives, *v.* ( લીવ્ઝ ) રહે છે.
Who, *pro.* ( હૂ ) જે.
Cottage, *s.* ( કૉટેજ ) ઝુપડી.
By the side, ( બાઇ ધી સાઇડ) બાજુમાં, પાસે.
Often, *ad.* ( ઑફ્ન ) વારંવાર.
Sail, *s.* ( સેલ ) સેહેલ, પ્રવાસ.
Before, *ad.* (બીફોર ) અગાઉ.
Could use, *v.* (કુડ યુઝ) વાપરી શકે.
Oar, *s.* ( ઓર ) હલેસું. [ મેળે.
Himself, *pro.* (હિમસેલ્ફ) પોતાની
Then, *ad.* ( ધેન ) ત્યારે.
Tried, *v.* ( ટ્રાઇડ ) કોશેશ કીધી.
Small, *a.* ( સ્મૉલ ) નાનાં.

Got on, *v.* ( ગૉટ ઑાન ) આગળ ચાલ્યો. [સારી રીતે.
Very well, ( વેરિ ઉવેલ ) ઘણીજ
Could take, *v.* (કુડ ટેક) લઇ શક્યો.
Each, *a.* ( ઇચ ) દરેક.
Hand, *s.* (હૅન્ડ) હાથ.
Move, *v.* ( મૂવ ) ચલાવે.
By himself, ( બાઇ હિમસેલ્ફ ) એકલો.
Felt, *v.* ( ફેલ્ટ ) લાગ્યો.
Like, *pre.* ( લાઇક ) માફક.
Let me tell, ( લેટ મી ટેલ ) મને કહેવા દો. [જાય છે.
Are going, *v.* ( આર ગોઇંગ.)
Say, *v.* ( સે ) કહે છે.
That, *con.* ( ધૅટ ) કે.
China, *s.* ( ચાઇના ) ચીન દેશ.
Mother, *s.* ( મધર ) મા.
Tells, *v.* ( ટેલ્ઝ ) કહે છે.
Stories, *s.* ( સ્ટોરિઝ ) વાર્તા.
About, *pre.* ( અબાઉટ ) વિષે.
Far off, *ad.* ( ફાર ઑાફ ) દુરની.
Lands, *s.* ( લૅન્ડઝ ) જમીન, દેશો.
Over, *pre.* ( ઓવર ) ઉપરના.
Sea, *s.* ( સી ) સમુદ્ર, દરિઓ.
Where, *ad.* ( ઉવ્હેર ) જ્યાં.
Tea, *s.* ( ટી ) ચા.
Sugar, *s.* ( શુગર ) ખાંડ.
Grow, *v.* ( ગ્રો ) ઉગે છે, થાય છે.
So, *ad.* ( સો ) જેથી કરીને.
Got into, *v.* ( ગૉટ ઇન્ટુ ) ગયાં, ઉતર્યાં.
Let us play, ( લેટ અસ પ્લે ) ચાલો આપણે રમીએ.
Bring, *v.* ( બ્રિંગ ) લાવવું.
Agreed, *v.* ( ઍગ્રીડ ) કબુલ થયો.
Now, *ad.* ( નાઉ ) હવે.
Are on their way, ( આર ઑાન ધેર ઉવે ) જવાના રસ્તા ઉપર છે, જાય છે.
Other, *a.* ( અધર ) બીજી.
Get, *v.* ( ગેટ ) જઇ પુગે છે.
When they get there, જ્યારે તેઓ ત્યાં જશે.
Will call, *v.* ( ઉવિલ કૉલ ) કહેશે.
Will pick, *v.* ( ઉવિલ પિક ) ઉચકી લેશે.
Some, *a.* ( સમ ) કેટલાંક.
Leaves, *s.* ( લિવ્ઝ ) પાંદડાં,
What, *a.* ( ઉવૅાટ ) કેવી.
Fun, *s.* ( ફન ) રમત, રમુજ.
Day, *s.* ( ડે ) દીવસ, દહાડો.
Another, *a.* ( અનધર ) એક બીજો.
Arabia, *s.* ( અરેબ્યા ) અરબસ્તાનનો મુલક. [કોઇ વખત.
Sometimes, *ad.* ( સમટાઇમ્ઝ )
Take, *v.* ( ટેક ) લે છે.
Trot, *s.* ( ટ્રૉટ ) કુતરાનું નામ.
Has to sit, ( હૅઝ ટુ સિટ ) બેસવું પડે છે. [સ્થીર.
Very still, ( વેરિ સ્ટિલ ) ઘણુંજ
For fear of, ( ફૉર ફીઅર ઑાફ ) ધાસ્તીને લીધે. [ઉંધી વાળવાની.
Upsetting, *part.* ( અપસેટિંગ )

Door, *s.* (ડૉર) બારણું.
Floor, *s.* (ફ્લોર) પાટીઆંની જમીન.
Roof, *s.* (રૂફ) છાપરૂં.
Wall, *s.* (ઉવૉલ) દીવાલ, ભીંત.
Steps, *s.* (સ્ટેપ્સ) પગથીઆં.
Stairs, *s.* (સ્ટેર્ઝ) દાદર.
Shelf, *s.* (શેલ્ફ) અભરાઈ.
Shelves, *s.* (શેલ્વ્ઝ) અભરાઇઓ.
Window, *s.* (ઉવિંડો) બારી.
Shutters, *s.* (શટર્ઝ) બારીનાં ફડકાં.

## નાનો હોડીવાળો.

(૧) અહીં એક નાનો હોડીવાલો છે. તે પોતાની બહેન ઍની અને તેણીના કુતરાને તળાવની પેલી પાર હલ્લેસાં મારી હંકારી લઇ જાય છે. છોકરાંઓ જાણે ખરેખરી સફર કરતાં હોય એમ તેઓને લાગે છે. (૨) ઉવિલીને હોડી ચલાવવાનો બહુ શોખ છે. તેની પાસે એક હોડી તેની પોતાની હોય એવું તે ઘણું ઇચ્છે છે. જોકે તે માત્ર એક નાનો છોકરો છે તોપણ તે ઘણી સારી રીતે હલ્લેસાં મારી શકે છે. (૩) તે મછવો તે હોડીવાલાનો છે, જે તળાવની બાજુએ એક નાના સફેદ ઝુંપડામાં રહેછે, ઉવિલીને હલ્લેસું મારતાં આવડયું તેની અગાઉ તો ઉવિલી વારંવાર તેની સાથ મછવામાં ફરવા જતો હતો. (૪) ત્યાર પછી તેણે એક હલ્લેસાંથી ચલાવવાને કોશેશ કીધી, અને હલ્લેસાં ઘણાં નાનાં હતાં તેથી તે ઘણી સારી રીતે ચલાવી શકયો, પણ જયારે દરેક હાથમાં એકેકું હલ્લેસુ પકડી શકયો, અને પોતે એકલો મછવો ચલાવી શકયો, ત્યારે તે એક ખરેખરો હોડીવાલો હોય તેમ તેણે લાગ્યું. (૫) હવે ઍની અને ઉવિલી પોતાનાં મછવામાં બેસી કયાં જાય છે, તે મને તમને કહેવા દો. તેઓ કહેછે કે તેઓ ચીન દેશની સફર કરે છે! (૬) દરીયા ઉપરના દુરના દેશો જયાં ચા, ખાંડ અને બુંદ થાય છે, તે વિષે તેમની માં તેઓ આગળ વારંવાર વારતા કહે છે. (૭) એ રીતે જ્યારે તેઓ મછવામાં બેઠાં ત્યારે ઍની બોલી, "ચાલો આપણે આપણાં દેશમાં થોડીક ચા લઇ આવવા સમુદ્ર ઉપરથી ચીનની સફર કરવાનો દાવ રમીએ." (૮) ઉવિલી કબુલ થયો, અને હવે તેઓ તળાવની બીજી બાજુએ જવાને રસ્તે છે, જ્યારે ત્યાં તેઓ જઇ પુગશે, ત્યારે તેને તેઓ ચીન કહેશે, અને ઍની કેટલાંક પાંદડાં ઉચકી લેશે અને તેને ચા કહેશે. (૯) હોડીથી કેટલી બધી ગમત તેઓને મળે છે. એક દહાડે ચા માટે ચીન તરફ અને બીજે દહાડે બુંદ માટે અરબસ્તાન તરફ, અને પછી ખાંડ માટે અમેરિકા તરફ જવાની રમત રમે છે. (૧૦) કોઈ વખત તેઓ પોતાના કુતરા ટ્રૅટને પોતાની સાથે લે છે, પણ હોડી ઉંધી વળવાની ધાસ્તીને લીધે તેને ઘણું સ્થીર બેસી રહેવું પડે છે.

## THE DOLL'S HOUSE.

### ( ધી ડૉલ્સ હાઉસ ) ઢીંગલીનું ઘર.

Have got, *v.* ( હૅવ ગૉટ ) મળી છે.
Such, *a.* ( સચ ) એવી.
Pretty, *a.* ( પ્રિટિ ) સુંદર, સારી.
Present, *s.* ( પ્રેઝંટ ) બક્ષેસ.
Friend, *s.* ( ફ્રેન્ડ ) દોસ્ત, સહી.
Had come, *v.* ( હૅડ કમ ) આવી હતી.
To spend, *v.* ( ટુ સ્પેન્ડ ) ગુજારવા.
Afternoon, *s.* ( આફ્ટર નૂન ) પાછલો પહોર.
What *inter. pro.* ( વ્હૉટ ) શું.
Do think, *v.* ( ડુ થિંક ) ધારો છો.
House, *s.* ( હાઉસ ) ઘર.
Beauty, *s.* ( બ્યુટિ ) ખુબસુરતી.
Look, *v.* ( લુક ) જુઓ.
This, *pro.* ( ધિસ ) આ.
Parlour, *s.* ( પાર્લર ) ઓરડો.
What, *a.* ( વ્હૉટ ) કેવી.
Fire place, *s.* ( ફાયર પ્લેસ ) ચુલો.
It has, ( ઇટ હૅઝ ) તેને છે.
Fender, *s.* ( ફેન્ડર ) એક વાસણ જે અંગારને જમીનપર ગબડતાં અટકાવે છે.
Poker, *s.* ( પોકર ) સીક, સગીગો.
Tongs, *s.* ( ટૉંગ્સ ) ચીપીઓ.
Shelf, *s.* ( શેલ્ફ ) અભડાઇ.
Clock, *s.* ( ક્લૉક ) ઘડિઆલ.
In the middle, ( ઇન ધી મિડલ ) વચમાં.
Room, *s.* ( રૂમ ) ઓરડો.
Round, *a.* ( રાઉન્ડ ) ગોળ.
Six, *a.* ( સિક્સ ) છ.
Chairs, *s.* ( ચેઅર્ઝ ) ખુરસીઓ.
Sofa, *s.* ( સોફા ) કૉચ.
Carpet, *s.* ( કારપેટ ) ગાલીચો.
Fit, *a.* ( ફિટ ) લાયક.
Queen, *s.* ( ક્વીન ) રાણી.
Where, *ad.* ( હ્વેર ) જ્યાં.
Doll, *s.* ( ડૉલ ) ઢીંગલી.
Might have, *v.* ( માઇટ હૅવ ) હોય.
Party, *s.* ( પાર્ટિ ) મેજબાની.
Funny, *a.* ( ફનિ ) રમુજી, ઢોંગી.
Again, *ad.* ( અગેન ) ફરીથી.
Bring, *v.* ( બ્રિંગ ) લાવવું.
Every thing, ( એવરિ થિંગ ) દરેક ચીજ.
Turned, *v.* ( ટર્ન્ડ ) ફર્યાં.
Next, *a.* ( નેક્સ્ટ ) બીજા.
Bed-room, *s.* ( બેડરૂમ ) સુવાનો ઓરડો.
Side, *s.* ( સાઇડ ) બાજુ.
Bed, ( બેડ ) બિછાણું.
Pillows, *s.* ( પિલોઝ ) તકીઆ.

Sheets, *s.* ( શીટસ ) ચાદર. [કામળ.
Blankets, *s.* ( બ્લૅંકેટસ ) ધાબળી,
Top, *s.* ( ટૉપ ) મથાળું.
Drawers, *s.* ( ડ્રૉઅર્ઝ ) ખાના.
Looking-glass, *s.* ( લુકિંગગ્લાસ ) મોહું જોવાની આરસી. [ખુશી થઇ.
Was pleased, *v.* ( વૉઝ પ્લીઝડ )
Play things, *s.* (પ્લે થિંગ્ઝ) રમતની ચીજો, રમકડાં.
Fine, *a.* ( ફાઇન ) સુંદર.
They had a fine time, તેઓને સારો વખત મળ્યો.
In putting the doll to bed, ઢીંગલીને સુવાડવાને.
Putting, *part.* ( પુટિંગ ) મુકતાં.
Its own, (ઈટસ ઓન) તેના પોતાના.
Sand, *s.* ( સૅન્ડ ) રેતી.
Stone, *s.* ( સ્ટોન ) પથ્થર.
Clay, *s.* ( કલે ) માટી.
Brick, *s.* ( બ્રિક ) ઈંટ.
Wood, *s.* ( ઉડ ) લાકડું.
Lime, *s.* ( લાઇમ ) ચુનો.
Nail, *s.* ( નેલ ) ખીલો.
Screw, *s.* ( સ્ક્રૂ ) ઇસકોરું.
Putty, *s.* ( પટિ ) લાંપી. (કાચ જડવાની.) [ખલ.
Mortar, *s.* ( મૉર્ટર ) ખરચી ચુનો.

## ઢીંગલીનું ઘર.

( ૧ ) લુસિએ પોતાની સહી મેરિ કે જે તેણીની સાથ પાછલો પહોર ગુજારવાને આવી હતી તેને કહ્યું, "અરે, મને જેન કાકી તરફથી કેવી સુંદર ભેટ મળી છે." ( ૨ ) તે ભેટ તમે શું ધારો છો? ઢીંગલીનું ઘર! અરે, કેવી સરસ વસ્તુ! આવો અને જુઓ! આ રહ્યું તે—જુઓ! ( ૩ ) આ ઓરડો છે. જુઓની તેમાં ચુલો કેવો સુંદર છે! સીક અને ચીપીઆ સાથ અંગાર ધરવાનું વાસણ છે, અને અભરાઈ ઉપર એક નાનું વાગતું ઘડીઆળ છે. ( ૪ ) અહીં ઓરડાની વચોવચમાં એક સુંદર નાની ગોળ મેજ છે. વળી ત્યાં છ ખુરસીઓ, કોચ, અને ગાલીચો છે. શું તે એક રાણીને બરનું નથી. ( ૫ ) અહીં તે ઢીંગલી ઉજાણી ચલાવી શકે, અને પોતાની સહીઓનો મેળાપ કરી શકે. ઢીંગલીનાં ઘરમાં ઢીંગલીની ટોળી કેવી રમુજી દેખાય! ( ૬ ) "જ્યારે તું મને ફરીથી મળવા આવે, ત્યારે તું તારી ઢીંગલી લેતી આવશે?" મેરિએ કહ્યું કે હા હું તેમ કરીશ; અને તે ઓરડામાની દરેક ચીજ જોઇ રહ્યા પછી તેઓ બીજા ઓરડામાં જોવા ફરયાં. ( ૭ ) "સુવાનો ઓરડો આ બાજુએ છે," લુસિએ કહ્યું "અહીં તકીઆ, ચાદર, અને ધાબલી સાથનું બિછાણું છે. તાણવાના ખાનાના મથાળા ઉપર મોહડું જોવાની એક સુંદર આરસી છે." ( ૮ ) પોતાની સહીની રમવાની ચીજોથી મેરિ ઘણી ખુશી થઇ હતી. ઢીંગલીને તેના પોતાના ઘરમાં સુવાડવાને તેઓને સારો વખત મળ્યો.

## WHAT RAIN IS FOR.

### ( ઉવૅાટ રેન ઇઝ ફૉર ) વરસાદ શા માટે છે.

Charley, *s.* (ચાર્લી) છોકરાનું નામ.
Run, *v.* ( રન ) દોડ.
As, *ad.* ( ઍઝ ) જેવા.
Rain, *s.* ( રેન ) વરસાદ.
Drops, *s.* (ડ્રૉપ્સ) છાંટા.
Rain-drops, *s.* (રેનડ્રૉપ્સ) વરસાદના છાંટા.
Began, *v.* ( બિગૅન ) શરૂ થયા.
Fall, *v.* (ફૉલ) પડવું.
Thick, *a.* ( થિક ) જાડા.
Fast, *a.* (ફાસ્ટ) જલદીથી, ઝડપથી.
All, *a.* (ઑલ ) સઘળા.
Hedge, *s.* ( હેજ ) વાડ, ઝાડી.
Crept, *v.* ( ક્રેપ્ટ ) ભરાતાં ગયાં.
Under, *pre.* ( અન્ડર ) નીચે.
Bush, *s.* ( બુશ ) ઝાડી.
Held, *v.* (હેલ્ડ) ધર્યો, કાઢયો.
Out, *ad.* (આઉટ) બહાર.
Held out, *v.* (હેલ્ડ આઉટ) બહાર [કાઢયો.
To catch, *s.* ( ટુ કૅચ ) પકડવાને, ઝીલવાને.
Do not like, (ડુ નૉટ લાઇક) પસંદ કરતાં નથી.
Watched, *v.* ( ઉવૉચ્ડ ) તપાસ્યા, [જોયા.
Big, *a.* (બિગ ) મોટા.
Fall, *v.* ( ફૉલ ) પડતા.
Trees, *s.* ( ટ્રીઝ ) ઝાડ.
Flowers, *s.* ( ફ્લાઉવર્ઝ ) ફુલો.
Garden, *s.* ( ગાર્ડન ) વાડી.

Do know, *v.* ( ડુ નો ) જાણોછો.
Sister, *s.* ( સિસ્ટર ) બહેન.
Shower, *s.* (શાવર) વરસાદનું ઝાપટું.
Will do, *v.* ( ઉવિલ ડુ ) કરશે.
Good, *s.* ( ગુડ ) સારૂં, ફાયદો.
So, *ad.* ( સો ) જેથી કરી.
Glad, *a.* ( ગ્લૅડ ) ખુશી.
Asked, *v.* ( આસ્કડ ) પુછયું.
Did think, *v.* ( ડિડ થિંક) વિચાર્યું.
Could make, *v.* ( કુડ મેક) કરી શકે.
Any one, *s.* ( ઍનિ ઉવન) હરકોઇ.
Never, *ad.* ( નેવર ) કદી નહિ.
Like, *v.* ( લાઇક ) ચાહો છો.
Apples, *s.* (ઍપ્લ્ઝ) શીબફળો.
Pears, *s.* ( પેર્ઝ ) પેરો.
Plums, *s.* ( પ્લમ્ઝ ) આલુ.
Everybody, *s.* ( એવરિ બડિ ) દરેક જણ.
What have they to do, તેઓને શું કામ છે.
Something, *s.* ( સમથિંગ ) [કામ. કંઇ
Makes grow, *v.* (મેકસ ગ્રો) ઉગાડે
How, *ad.* ( હાઉ ) કેમ, કેવાં.
Fresh, *a.* ( ફ્રેશ ) તાજાં.
How fresh, (હાઉ ફ્રેશ ) કેવાં તાજાં.
After, *ad.* ( આફ્ટર ) પછી.
Sweetly, *ad.* ( સ્વીટલિ ) મીઠાં મધુર રીતે. [આવેછે.
Smell, *v.* ( સ્મેલ ) પમરે છે, વાસ

**Would die**, *v.* (ઉડ ડાઇ) કરમાઇ જતે.
**Though**, *con.* (ધો) જોકે.
**Often**, *ad.* (ઑફન) વારંવાર.
**Found**, *v.* (ફાઉંડ) જાણુતી, માલમ પડયું.
**Kept**, *v.* (કેપ્ટ) રાખતી, અટકાવતી.
**Playing**, *part.* (પ્લેઇંગ) રમતાં.
**Yet**, *con.* (યટ) તોપણ.
**Grumbled**, *v.* (ગ્રમ્બલ્ડ) બડબડ કરતી.
**About**, *pre.* (અબાઉટ) વિશે.
**Say**, *v.* (સે) કહે છે.
**Pitter patter**, (પિટર પૅટર) સડસડ.
**Pit pat**, (પિટ પૅટ) ટપ ટપ.
**Will tell**, *v.* (ઉવિલ ટેલ) કહીશ.
**Won't let**, (ઉવોન્ટ લેટ) નહિ દઇશું.
**To day**, *ad.* (ટૂડે) આજે.
**Fill**, *v.* (ફિલ) ભરીએ છીએ.
**Gutters**, *s.* (ગટર્ઝ) ગટરો.
**Roll**, *v.* (રોલ) ગબડીએ છીએ.
**Window-pane**, *s.* (ઉવિંડો પેન) બારીના કાચનો તકતો.
**Dance**, *v.* (ડૅન્સ) નાચિએ છીયે.
**Wall**, *s.* (ઉવૉલ) ભીંત.
**Put out**, *v.* (પુટ આઉટ) બહાર કાઢો.
**Nose**, *s.* (નોઝ) નાક.
**Jump upon**, *v.* (જમ્પ અપૉન) કુદીએ છીએ.
**Too**, *ad.* (ટૂ) વળી.
**Fall**, *v.* (ફૉલ) પડીએ છીએ.
**Nice**, *a.* (નાઇસ) સુંદર.
**New**, *a.* (ન્યૂ) નવા.
**Frock**, *s.* (ફ્રૉક) ઝભો, અંગરખો.
**Wet**, *v.* (ઉવેટ) ભીંજવીએ છીએ.
**Through and through**, અધેથી તમામ.
**Naughty**, *a.* (નૉટિ) ખરાબ, હાંડ.
**Cross**, *a.* (ક્રૉસ) વાંકો, આડો.
**Ugly**, *a.* (અગ્લિ) બદચેહેરેનો, બદસીકલનો.
**Don't stay**, (ડોન્ટ સ્ટે) રહેતાં નથી.
**Must be**, *v.* (મસ્ટ બી) થવું જોઇએ.
**Scold**, *v.* (સ્કોલ્ડ) ઠપકો આપવો.
**God**, *s.* (ગૉડ) ખોદા, ઇશ્વર.
**Sends**, *v.* (સેન્ડઝ) મોકલે છે.
**Clouds**, *s.* (ક્લાઉડઝ) વાદળાં.
**To make grow**, *v.* (ટૂ મેક ગ્રો) ઉગાડવાને.
**To morrow**, *ad.* (ટુમૉરો) આવતી કાલે.
**Sun**, *s.* (સન) સુરજ, સૂર્ય.
**Shines out**, *v.* (શાઇન્ઝ આઉટ) ચળકે છે.
**Blossoms**, *s.* (બ્લૉસમ્ઝ) મોહોરો.
**Sweet**, *a.* (સ્વીટ) સુગંધી.
**Love**, *v.* (લવ) ચાહે છે.
**Oak**, *s.* (ઓક) ઓક નામનું ઝાડ.
**Fir**, *s.* (ફર) ફર નામનું ઝાડ.
**Ash**, *s.* (ઍશ) એક જાતનું ઝાડ.
**Elm**, *s.* (એલ્મ) એક જાતનું ઝાડ.
**Birch**, *s.* (બર્ચ) એક જાતનું ઝાડ.
**Beech**, *s.* (બીચ) એક જાતનું ઝાડ.
**Branch**, *s.* (બ્રૅન્ચ) ડાંખલી, શાખા.
**Trunk**, *s.* (ટ્રંક) થડ.
**Root**, *s.* (રૂટ) મુળીઆં.
**Bough**, *s.* (બાઉ) ડાળી, ડાંખળી.

## વરસાદ શું કામનો છે.

(૧) જેવાં વરસાદનાં ટીપાં ઘટ અને ઘણી ઝડપથી પડવાં લાગ્યાં તેવીજ મેરીએ શાર્લિ અને ઍનીને કહ્યું, "નહાસો! નહાસો!" તેઓ સઘળાં ઝાડી આગળ દોડી ગયાં અને એક ધીચ ઝાડી હેઠળ ભરાઇ ગયાં. નાના શાર્લિએ વરસાદનાં ટીપાં ઝીલવા પોતાનો હાથ લાંબો કર્યો. (૨) બાગમાંનાં ઝાડ અને ફુલો ઉપર મોટાં ટીપાં પડતાં જેવાં ઍનીએ જોયાં તેવીજ તે બોલી, "હું વરસાદને ચાહતી નથી." (૩) તેણીની બેહેન મેરી બોલી, "પણ વરસાદ શા માટે વરસે છે તે તું જાણે છે? આ ઝાપટું ફાયદો કરશે તેથી તે જોઇ મને ખુશી ઉપજે છે." (૪) ઍનીએ પુછયું, "વરસાદ જોવાને ખુશી! હું ધારતી નથી કે વરસાદ કોઇને ખુશી કરે. મને વરસાદ કદીભી ગમ્યો નથી." (૫) તેણીની બહેને કહ્યું, "હું ધારૂં છું કે તમને શેતફળ, પેર અને આલુ, અને સુંદર ફુલો ગમે છે." તેણીએ કહ્યું, "અરે હા, દરેક જણને તે ગમે છે. પણ વરસાદ સાથ તેમને શું કામ છે?" (૬) તેણીની બહેને કહ્યું, "વરસાદને તેમની સાથ કાંઇ સંબંધ છે. તે ઝાડો અને ફુલો ઉગાડે છે." (૭) જુઓ, તેઓ વરસાદના ઝાપટાં પછી કેવાં તાજાં થયા છે; અને ફુલો કેવો મીઠો વાસ આપે છે! જો વરસાદ આપણને નહિ મળતે તો, તેઓ સર્વ કરમાઇ જતે. (૮) ઍની આ સઘળું સમજી, અને જોકે તેણીને વારંવાર જણાયું હતું કે વરસાદે તેણીને રમવાથી અટકાવી હતી તોપણ તેણી તે વીશે ફરીથી કદી પણ બબડી નહિ. (૯) વરસાદનાં ટીપાં શું કહે છે તે તમે જાણો છો? હું તમને કહીશ:— વરસાદનાં ટીપાં જે બોલે છે તે "સડ સડ, ટપ, ટપ" છે, આજે અમો નાના શાર્લિને રમવા આવવા દેઇશું નહિ. (૧૦) "સડ સડ, ટપ ટપ," અમે સઘળી ગટરો ભરી નાખ્યે છીએ, બારીના કાચનાં તકતા ઉપર અમે ગબડીએ છીએ, અને દીવાલ ઉપર નાચીએ છીએ. (૧૧) જો તમે તમારૂં નાક બહાર કાઢો, તો અમે તે ઉપર પણ કુદીએ છીએ, અને તમારા સુંદર નવા ઝભ્ભા ઉપર ટપકીએ છીએ અને તમને તમામ ભીંજવી નાખીએ છીએ. (૧૨) અમારો ખરાબ નાનો શાર્લિ આજે ઘણો ગુસ્સે થયલો છે, તે કહે છે કે "તમે બદસુરત વરસાદના ટીપાં તમે દુર શા માટે રહેતાં નથી." (૧૩) પણ શાર્લિએ ભલા થવું જોઇએ અને આ પ્રમાણે વરસાદનાં ટીપાંને ઠપકો દેવો ન જોઇએ. ફુલો ઉગાડવા માટે વાદલાંમાંથી જે તેમને મોકલે છે તે પરમેશ્વર છે. (૧૪) આવતી કાલે, જ્યારે તેઓ જતાં રહે અને સૂર્ય પાછો પ્રકાશી નિકળશે, ત્યારે તે સઘળી તાજી, મીઠાં વાસવાળાં ફુલોની મોહર કહેશે કે તેઓ વરસાદને કેટલી બધી ચહાય છે.

## THE GARDEN SWING.

### ( ધી ગાર્ડન સ્વિંગ ) વાડીનો હીંડોળો અથવા હીંચકો.

Splendid, *a.* ( સ્પ્લેન્ડિડ ) ભપકા-
દાર, ઉમદા.
Says, *v.* ( સેઝ ) કહે છે.
Every, *a.* ( એવરિ ) દરેક.
Little, *a.* ( લિટલ ) નાનો.
Boy, *s.* ( બૉય ) છોકરો.
Who, *pro.* ( હૂ ) જે.
Looks, *v.* ( લૂકસ ) જોય છે.
This, *a.* ( ધિસ ) આ.
Pretty, *a.* ( પ્રેટિ ) સુંદર.
Picture, *s.* ( પિકચર ) ચિત્ર, છબી.
Thinks, *v.* ( થિંકસ ) વિચારે છે.
Fun, *s.* ( ફન ) રમુજ.
Good, *a.* ( ગુડ ) સારા.
Swing, *s.* ( સ્વિંગ ) હીંચકો.
How nice, ( હાઉ નાઇસ ) કેવું સુંદર.
Carefully, *ad.* (કેરફુલિ) સંભાળથી.
By which, ( બાઇ ઉવિચ ) જે વડે.
Girl, *s.* ( ગર્લ ) છોડી.
Sees, *v.* ( સીઝ ) જુએ છે.
Keeps, *v.* ( કીપ્સ ) રાખે છે.
Sister, *s.* ( સિસ્ટર ) બહેન.
( From ) falling, (ફૉલિંગ) પડવાથી.
Large, *a.* ( લાર્જ ) મોટી.
Seat, *s.* ( સીટ ) બેઠક.
Holds, *v.* ( હોલ્ડઝ ) સમાવે છે.
Both, *con.* ( બોથ ) બન્ને.
Thick, *a.* ( થિક ) જાડા.

Strong, *a.* ( સ્ટ્રૉંગ ) મજબુત.
Ropes, *s.* ( રોપ્સ ) દોરડાં.
Is tied, *v.* ( ઇઝ ટાઇડ ) બાંધેલો છે.
Branch, *s.*, ( બ્રૅન્ચ ) ડાળી. [ઇયે.
Must tell, *v.* ( મસ્ટ ટેલ ) કહેવું જો-
Your, *pro.* ( યૉર ) તમારૂં.
Body, *s.* ( બૉડિ ) શરીર.
Their, *pro.* ( ધેર ) તેઓના.
Father, *s.* ( ફાધર ) બાપ.
Made, *v.* ( મેડ ) બનાવ્યું.
When, *ad.* ( ઉહ્વેન ) જ્યારે.
Ready, *a.* ( રેડિ ) તૈયાર.
Sat, *v.* ( સૅટ ) બેઠો.
Himself, *pro.* ( હિમસેલ્ફ ) પોતે.
Make sure, *v.* ( મેકશ્યૉર ) ખાત્રી
કરવાને. [ભરેલું.
Safe, *a.* ( સેફ ) સલામત, બચાવ-
Biggest, *a.* ( બિગેસ્ટ ) સૌથી મોટો.
He had ever had, તેને કદી
ખાધો હોય.
Life, *s.* ( લાઇફ ) જીંદગી.
Take fast hold, ( ટેક ફાસ્ટ હોલ્ડ )
મજબુત પકડવાને.
Up and down, ઉપર અને નીચે.
Had counted, *v.* ( હૅડ કાઉન્ટેડ )
ગણ્યા.
Forty, *s.* ( ફૉર્ટિ ) ચાલીસ.
Fit, *s.* ( ફીટ ) પગો.

Did not touch, ( ડિડ નૉટ ટચ ) લાગ્યા નહિ.
Sometimes, *ad.* (સમટાઇમ્ઝ) કોઇ કોઇ વખત.
Fast, *ad.* ( ફાસ્ટ ) જલદીથી.
Afraid, *a.* ( અફ્રેડ ) બીહીતો.
Friends, *s.* ( ફ્રેન્ડઝ ) દોસ્તો.
Did not fear, ( ડિડ નૉટ ફીઅર ) બિધો નહિ.

A bit, *s.* ( એ બિટ ) લગાર પણ.
Flew, *v.* ( ફ્લ્યૂ ) ઉડતો જતો.
So high, (સો હાઇ) એટલો તો ઉંચે.
Foot, *s.* ( ફૂટ ) પગ.
Because, *con.* (બિકૉઝ) કારણકે.
Was pushing, *v.* (ઉવૉઝ પુશિંગ) આચકો મારતો હતો.
Take care, (ટેક કેર) સંભાળ લે.
May was three years old, મે ત્રણ વરસની થઇ.
To have her first swing, તેણીનો પેહેલો હીંચકો ખાવાને.
So much, (સો મચ) એટલો બધો.
Than, *con.* ( ધૅન ) કરતાં.
Feels, *v.* ( ફીલ્સ ) લાગે છે.
Is left to his care, ( ઇઝ લેફ્ટ ટુ હિઝ કેર ) તેની સંભાળ હેઠળ મુકવામાં આવે છે.

Afraid, *a.* ( અફ્રેડ ) બીધેલી.
Seems, *v.* ( સીમ્ઝ ) દેખાય છે.
So far, (સો ફાર) એટલી તો દુર.
Ground, *s.* ( ગ્રાઉન્ડ ) જમીન.
Near, *pre.* (નીઅર) નજદીક.
Slowly, *ad.* ( સ્લોલિ ) ધિમેથી.
Hardly, *ad.* ( હાર્ડલિ ) કદાચજ.
Is moving, *v.* (ઇઝ મૂવિંગ) હીલેછે.
Sings, *v.* ( સિંગ્સ ) ગાય છે.
Down, *ad.* ( ડાઉન ) નીચે.
High, *ad.* ( હાઇ ) ઉંચે.
Low, *ad.* ( લો ) નીચે.
To and fro, (ટુ ઍન્ડ ફ્રો) અહીંતહીં.
Pear, *s.* ( પેર ) પેર.
Apple, *s.* (ઍપલ) શેબફળ.
Plum, *s.* ( પ્લમ ) આલુ.
Peach, *s.* (પીચ) પીચ જાતનું ફળ.
Cherry, *s.* ( ચેરિ ) ચેરિ નામનું ઠળીઆવાળું ફળ.
Cherries, *s.* ( ચેરિઝ ) ચેરી નામના ઠળીઆવાળાં ફળો.
Orange, *s.* ( ઑરેન્જ ) નારંગી; સંતરો.
Lemon, *s.* ( લેમન ) લીંબુ.
Currant, *s.* (કરન્ટ) જીની કાલી દ્રાક્ષ.
Raisin, *s.* (રેઝિન) મોટી લાલ દ્રાક્ષ.

## વાડીમાંનો હીંચકો.

( ૧ ) દરેક નાનો છોકરો જે આ સુંદર ચિત્ર તરફ જુએ છે અને એક સારા હીંચકામાં જે રમુજ છે તે વિશે વિચારે છે તે કહે છે કે, ("વાહવા) કેવું સરસ !" ( ૨ ) દરેક નાની છોકરી જ્યારે જુએ છે કે કિડ પોતાની નાની

બહેનને કેવી સંભાળથી પડતી અટકાવે છે ત્યારે તે કહે છે, કે " કેવું સારૂં !" (૩) જુઓ તે હીંચકાને કેવી સારી અને મોટી બેઠક છે ! તે એટલી તો મોટી છે કે તે બેઉ જણને તે સમાવી શકે છે. (૪) જે દોરડાં વડે હીંચકો ઝાડની ડાળી સાથ બાંધયો છે તે દોરડાં કેવાં મજબુત અને જાડાં છે. તમે તે ડાળી જોઇ શકતા નથી, અને તેથી મારે તમને કહેવું જોઇએ કે તે તમારા શરીર જેવડી જાડી છે. (૫) તેમના બાપે તે હીંચકો બનાવ્યો, અને જ્યારે તે તૈયાર થયો ત્યારે તે સલામતી ભરેલો છે તે વિશે ખાતરી કરવાને તે તેમાં પોતે બેઠો. ત્યાર પછી તેણે ફ્રેડને તેની આખી જીંદગીમાં તેને કદી ખાધો નહિ હોય એવો સૌથી મોટો હીંચકો નાંખ્યો. (૬) દોરડાં મજબુત પકડવા કહીને તેનો બાપ બોલ્યો " એક, બે, ત્રણ " અને જ્યાં સુધી ફ્રેડે ૪૦ (વખત) ગણ્યા ત્યાં સુધી હીંચકો ઉંચે અને નીચે, ઉંચે અને નીચે ચાલ્યા કીધો. (૭) તેના પગ જમીનને લાગ્યા નહિ અને કોઇ વખત હીંચકો ઘણી ઝડપથી જતો, પણ તમે વિચારો છો કે તે બીધો હતો ? ના, મારા નાના મિત્રો. (૮) ફ્રેડ જરા પણ બીધો નહિ, વળી જ્યારે હીંચકો એટલો ઉંચે જતો હતો કે તેના પગ ઝાડની ડાળીને લાગતા હતા ત્યારે પણ તે બીહતો નહિ હતો. તે બીધો નહિ, કારણ કે તેનો બાપ હીંચકાને આંચકા મારતો હતો, અને તેની સંભાળ રાખવાને ત્યાં હતો. (૯) જે દહાડે મે ત્રણ વરસની થઇ તે દહાડે ફ્રેડ તેણીને પહેલો હીંચકો ખવાડવા લઇ ગયો. મે કરતાં ફ્રેડ એટલો વધારે મોટો છે કે જ્યારે તેની સંભાળમાં તેણીને મુકવામાં આવે છે ત્યારે મોટા માટીડાની માફક તે પોતાને સમજે છે. (૧૦) મે લગાર બીધેલી છે. બેઠક તેણીને જમીનથી ઘણી દુર જણાય છે. જુઓ, તેણી ફ્રેડની કેટલી પાસેથી બેઠી છે અને દોરડું કેવું ચાંપીને ધર્યું છે. (૧૧) હવે તેઓ હીંચ ખાય છે, પણ કેવાં ધીમેથી—એટલા ધીમેથી કે મેને ભાગ્યેજ લાગી શકે છે કે હીંચકો હાલે છે. (૧૨) જેવાં તેઓ હીંચ ખાય છે, તેવોજ ફ્રેડ ગાય છે—" ઉપર અને હેઠે, ઉંચે અને નીચે, અતરે આપણે અહીં તહીં હીંચ ખાઇએ છીએ !"

---

## A GOOD LITTLE GIRL.

### ( એ ગૂડ લિટલ ગર્લ ) એક ભલી નાની છોકરી.

Wind, *s.* (હ્વિંડ) પવન.
Was blowing, *v.* (હ્વૉઝ બ્લોઇંગ) ફુંકતો હતો.
Very, *ad.* ( વેરિ ) ઘણો.
Hard, *a.* ( હાર્ડ ) સખ્ત.
On their way to School, (ઑન ધેર હ્વે ટુ સ્કૂલ) નિશાળે જતાં રસ્તે.
Met, *v.* ( મેટ ) મળ્યાં.

Old, *a.* (ઓલ્ડ) બુઢો. [શકતો.
Could walk, *v.* (કુડ ઉવૉક) ચાલી
Hardly, *ad.* (હાર્ડલિ) મુશ્કેલીથી.
Just as, (જસ્ત એઝ) જેવા. [ગયા.
Passed, *v.* (પાસ્ડ) આગળથી ચાલી
Blew off, *v.* ( બ્લ્યૂ ઑફ ) ઉરાડી નાખી.
Hat, *s.* ( હૅટ ) ટોપી.
Was carried, *v.* ( ઉવૉઝ કૅરીડ ) ઘસડાઇ ગઈ હતી.
Quickly, *ad.* (ક્વિક્લિ) ઝડપથી.
Street, *s.* ( સ્ટ્રીટ ) રસ્તો, મોહોલ્લો.
Not able, ( નૉટ એબલ ) અશક્ત.
Run, *v.* ( રન ) દોડવું.
After, *pre.* ( આફ્ટર ) પછવાડે.
Stop, *v.* ( સ્ટૉપ ) ઉભા રહો.
Please, *v.* (પ્લીઝ) મેહેરબાની કરીને.
Pick up, *v.* ((પિક અપ) ઉચકી લો.
Cried, *v.* (ક્રાઇડ) બુમપાડી; બોલ્યો; કહ્યું.
Stood, *v.* ( સ્ટૂડ ) ઉભા રહ્યા.
Still, *ad.* (સ્ટિલ) થંભ, શાંત.
Only, *ad.* ( ઓન્લિ ) માત્ર.
Laughed, *v.* ( લાફ્ડ ) હસ્યા.
Thought, *v.* ( થૉટ ) વિચાર્યું.
Fine, *a.* ( ફાઇન ) સુંદર.
Just then, *ad.* (જસ્ટ ધેન) તરતજ.
Named, *part.* ( નેમ્ડ ) નામે, નામવાળી.
Same, *a.* (સેમ ) તેજ.
Came in sight, નજરે પડી, જણાઇ.
Without waiting, ( ઉવિધાઉટ ઉવેટીંગ) વાટ જોયા વગર, થોભ્યા વગર.
To be asked, ( ટૂ બી આસ્કડ ) પુછવાને માટે.
At once, *ad.* (ઍટ ઉવન્સ) એકદમ.
Caught, *v.* ( કૉટ ) પકડી.
Brought, *v.* ( બ્રૉટ ) લાવી.
Back, *ad.* ( બૅક ) પાછી.
Before giving, (બિફોર ગિવિંગ) આપ્યાની અગાઉ.
Carefully, *ad.* (કેરફુલિ) સંભાળથી.
Wiped, *v.* (ઉવાઇપ્ડ) લુછી નાખી.
Thank you, ( થૅંક યૂ ) તમારો આભાર માનું છું.
Took, *v.* ( ટૂક ) લીધી.
Kindness, *s.* ( કાઈંડનેસ ) દયા.
Poor, *a.* ( પૂઅર ) ગરીબ.
Teacher, *s.* (ટીચર) શિક્ષક, મેહેતાજી.
Windows, *s.* (ઉવિંડોઝ) બારીઓ.
Lessons, *s.* (લેસન્ઝ) પાઠો.
Were over, *v.* ( ઉવેર ઓવર ) ખલાસ થયા, પુરા થયા.
Called, *v.* ( કૉલ્ડ ) બોલાવ્યા.
Children, *s.* ( ચિલ્ડ્રન ) છોકરાંઓ.
Together, *ad.* ( ટુગેધર ) એકઠાં, સાથે.
About, *pre.* ( અબાઉટ ) વિશે.
Desk, *s.* ( ડેસ્ક ) મેજ.
Picture-book, *s.* ( પિક્ચર-બુક ) ચિત્રની ચોપડી.
Inside, *pre.* (ઇન્સાઇડ) માંહે, અંદર.
Book, *s.* ( બુક ) ચોપડી.
Words, *s.* (ઉવર્ડ્ઝ) શબ્દો, બોલ.
Present, *s.* ( પ્રેઝંટ ) ઇનામ, ભેટ.
Deeds, *s.* ( ડીડ્સ ) કામો.

Love, *s.* ( લવ ) પ્યાર.
Make, *v.* ( મેક ) કરે છે.
Earth, *s.* ( અર્થ ) દુન્યા, પૃથ્વી.
Eden, *s.* (ઇડન) સ્વર્ગ, સુખકારક જગ્યા.
Heaven, *s.* (હિવન) સ્વર્ગ, બેહેસ્ત.
Above, *ad.* ( અબવ ) ઉપર.
Had laughed at, (હૅડ લાફ્ડ ઍટ) હસ્યા હતા.
Felt, *v.* ( ફેલ્ટ ) લાગી.
Shame, *s.* ( શેમ ) શરમ.
Sorrow, *s.* ( સૉરો ) દલગીરી.
Rose, *s.* ( રોઝ ) ગુલાબ.
Pink, *s.* (પિંક) એક જાતનું ગોલાબી [ફુલ.
Lily, *s.* ( લિલિ ) કમળનું ફુલ.
Pansy, *s.* ( પૅન્ઝિ ) મોટ જાતનું વાયોલિટનું ફુલ.
Daisy, *s.* ( દેઝિ ) મોગરાનું ફુલ.
Butter-cup, *s.* (બટર-કપ) પ્યાલાના આકારનું ચળકતું પીળું ફુલ.
Violet, *s.* ( વાયોલિટ ) વાયોલિટ, પાટલનું ફુલ.
Cow-slip, *s.* ( કાઉ-સ્લિપ ) ભીનાશ-વાળી જગામાં ઉગતો ગુલાબનો છોડ.
Flower, *s.* ( ફ્લાવર ) ફુલ.
Blossom, *s.* (બ્લૉસમ) ફુલ, મોહોર.

## એક ભલી નાની છોડી.

(૧) જ્યારે નિશાળે જતા બે છોકરાઓ એક બુઢા માણસ કે જે ઘણી મુશ્કેલીથી ચાલી શકતો હતો તેને મળ્યા ત્યારે પવન ઘણો જોરથી ફુંકતો હતો. (૨) જેવા તેઓ તેની આગળ થઇને ગયાં કે પવનથી તે બુઢા માણસની ટોપી ઉડી ગઇ. તે ઝડપથી મોહોલ્લામાં ઘણી આગળ નિકળી ગઇ, પણ તે બુઢો માણસ તેની પાછળ દોડવાને શકિતવાન હતો નહિ. (૩) તે બુઢો માણસ બોલ્યો, "મારા છોકરાઓ, મેહેરબાની કરી ઉભા રહો, અને મારી ટોપી ઉચકી આપો, નહિ તો કે મને ધાસ્તી લાગે છે કે હું તેમ કરવાને શકિતવાન થઇશ નહિ." (૪) પણ તે છોકરાઓ શાંત ઉભા રહ્યા, અને માત્ર હસ્યા કીધા. તે ટોપી ઘસડાઇ જતી જોવામાં સારી રમુજ હતી એવું તેઓએ ધારયું. (૫) તેજ વેળાએ લુસિ સ્મિથ નામની એક નાની છોડી, જેણી તેજ નિશાળે જતી હતી તે નજરે પડી. કહેવાની વાર જોયા વગર તે એકદમ દોડી અને ટોપી ઉચકી લીધી. (૬) પછી તેણી તે બુઢા માણસ આગળ તે પાછી લાવી પણ તે તેને આપ્યા પહેલાં તેણીએ તે સંભાળથી લુછી નાંખી. (૭) પોતાની ટોપી તેણીની પાસેથી લીધી ત્યારે તે બોલ્યો, "મારી વહાલી, હું તારો ઉપકાર માનું છું. એક ગરીબ બુઢા માણસ ઉપરની તારી મેહેરબાની માટે હું તારો ઉપકાર માનું છું." (૮) છોકરાઓ અને પેલી છોડી નિશાળ તરફ આગળ ચાલ્યાં પણ શિક્ષકે તેમને એક બારીએથી જોયાં હતાં. (૯) જ્યારે પાઠ લેવાઇ રહ્યા ત્યારે તેણે છોકરાંઓને એમ બોલાવ્યાં

અને તેમને પેલા ઘરડા માણસની ટોપી વિશે સઘળું કહ્યું. ત્યાર પછી તે તેની મેજ આગળ ગયો અને તેણે એક સુંદર ચિત્રની ચોપડી બહાર કાઢી જે તેણે પેલી નાની છોડીને તેણીની મહેરબાનીની માટે આપી. ( ૧૦ ) ચોપડીની અંદરની બાજુએ આ શબ્દો હતા:—**લુસિ સ્મિથને તેણીના શિક્ષક તરફથી ભેટ** "દયાના નાના કામો અને પ્યારના નાના શબ્દો આ પૃથ્વીને ઉપરના સ્વર્ગની માફક ઇદનનાં બાગ જેવી સુખકારક જગા બનાવે છે." ( ૧૧ ) જે છોકરાઓ તે ગરીબ બુઢા માણસને હસ્યા હતા તેઓને શરમ અને દલગીરી લાગી.

---

## WASHING DAY.

### ( ઉવૉશિંગ ડે ) ધોવાનો દહાડો.

Called, *part.* ( કૉલ્ડ ) કહેવાતી.
Lived, *v.* ( લિવ્ડ ) રેહેતી.
Mother, *s.* ( મધર ) મા.
Cottage, *s.* ( કૉટેજ ) ઝુંપડી.
Country, *s.* ( કન્ટ્રિ ) ગામડું.
Were playing, *v.* ( ઉવેર પ્લેઇંગ ) રમતી હતી.
Dolls, *s.* ( ડૉલ્ઝ ) ઢીંગલીઓ.
Busy, *a.* ( બિઝિ ) કામમાં ગુંથાયલાં.
Talking, *part.* ( ટૉકિંગ ) વાત કરતાં.
Were busy talking, વાત કરવામાં રોકાઇ હતી.
Something, *s.* ( સમથિંગ ) કાંઇક ચીજ.
Let, *v.* ( લેટ ) દો.
Us, *pro.* ( અસ ) આપણને.
Ask, *v.* ( આસ્ક ) પુછવું.
Let us ask, ( લેટ અસ આસ્ક ) ચાલો આપણે પુછીએ.
House, *s.* ( હાઉસ ) ઘર.
Where, *ad.* ( ઉવ્હેર ) જ્યાં.
Was sewing, ( ઉવૉઝ સોઇંગ ) સીવતી હતી.
Please, *v.* ( પ્લીઝ ) મેહેરબાની કરીને.
Do want, *v.* ( ડુ ઉવૉન્ટ ) માંગોછો.
Our, *pro.* ( અવર ) અમારા.
So very, ( સો વેરિ ) એટલાં બધાં.
Dirty, *a.* ( ડર્ટિ ) ખરાબ, મેલાં.
Fit, *a.* ( ફિટ ) લાયક.
May wash, *v.* ( મે ઉવૉશ ) ધુઓ.
Do not wet, ( ડૂ નૉટ ઉવેટ ) ભીંજવતા નહિ.
Your own, ( યૉર ઓન ) તમારાં પોતાનાં.
Clothes, *s.* ( ક્લોધ્ઝ ) કપડાં.
Kitchen, *s.* ( કિચન ) રાંધણી.
Got, *v.* ( ગૉટ ) મળ્યો.
Small, *a.* ( સ્મૉલ ) નાનું.
Tub, *s.* ( ટબ ) છાલકું પીપ.
Warm, *a.* ( ઉવૉર્મ ) ગરમ.
Water, *s.* ( ઉવૉટર ) પાણી.
Piece, *s.* ( પીસ ) કકડો.
Soap, *s.* ( સોપ ) સાબુ.
Drying, *part.* ( ડ્રાઇંગ ) સુકવવાના.

Green, *s.* (ગ્રીન) લીલાં ઘાસવાળું મેદાન.
Were taken off, (ઉવેર ટેકન ઑફ) કાઢી નાખવામાં આવ્યા હતા.
Put, *v.* (પુટ) મુકવું.
Look, *v.* (લુક) દીસે છે.
Without, *pre.* (ઉવિધાઉટ) વગર.
Is lying, *v.* (ઇઝ લાઈંગ) પડેલુંછે.
Floor, *s.* (ફ્લૉર) જમીન.
Bench, *s.* (બેન્ચ) બાજત.
Sits, *s.* (સિટસ) બેસે છે. [તટાર.
Upright, *ad.* (અપરાઇટ) સીધી,
Rubbed, *v* (રબ્ડ) ચોળ્યાં.
Quite, *ad.* (કવાઇટ) તદન.
Clean, *a.* (કલીન) સાફ.
Hung, *v.* (હંગ) તાંગ્યા.
Cord, *s.* (કોર્ડ) દોરડું.
To dry, *v.* (ટુ ડ્રાઇ) સુકવવાને.
Were dressed, *v.* (ઉવેર ડ્રેસ્ડ) કપડાં પેહેરાવવામાં આવ્યાં હતાં.
Again, *ad.* (અગેન) ફરીથી.
Queens, *s.* (કિવન્સ) રાણીઓ.
Week's, *s.* (ઉવીકસ) અઠવાડિયાનું.
Work, *s.* (ઉવર્ક) કામ.
Monday, *s.* (મન્ડે) સોમવાર.
Fair, *a.* (ફેર) ખુલ્લું, વાદળ વગરનું.
Tuesday; *s.* (ટયુઝડે) મંગળવાર.
Can iron, *v.* (કેન આયર્ન) અસતરી કરી શકું છું.
Although, *con.* (ઑલધો) જોકે.
It rains, (ઇટ રેન્ઝ) વરસાદ આવેછે.
Snows, *v.* (સ્નોઝ) બરફ પડે છે.
Wednesday, *s.* (ઉવેન્ઝડે) બુધવાર.
Mend, *v.* (મેન્ડ) સમારૂંછું. [હમેશ.
Always, *ad.* (ઑલઉવેઝ) સદા,
Like, *v.* (લાઇક) પસંદ કરૂં છું.
Too, *ad.* (ટૂ) વળી.
Thursday, *s.* (થર્સડે) ગુરૂવાર.
Receive, *v.* (રીસીવ) લઉં છું.
Nothing, *s.* (નથિંગ) કાંઈ નહિ.
Else, *a.* (એલ્સ) બીજું.
To do, *v.* (ટુ ડૂ) કરવાને.
Then, *ad.* (ધેન) ત્યાર પછી.
Friday, *s.* (ફ્રાઇડે) શુકરવાર.
Time, *s.* (ટાઇમ) વખત.
To clean, *v.* (ટુ કલીન) સાફ કરવાને.
To dust, *v.* (ટુ ડસ્ટ) ધુળ લુછવાને.
Set right, (સેટ રાઇટ) સીધું મુકવું.
Things, *s.* (થિંગ્સ) ચીજો.
Saturday, *s.* (સૅટરડે) સનીવાર.
Take a walk, (ટેક એ ઉવૉક) ફરવા જાઉં છું.
Put, *v.* (પુટ) મુકાએ છીએ.
Sight, *s.* (સાઇટ) નજર.
Sunday, *s.* (સનડે) આતવાર, રવીવાર.
Rest, *s.* (રેસ્ટ) આરામ.
Best, *a.* (બેસ્ટ) સૌથી ઉત્તમ.
Christmas, *s.* (ક્રિસ્ટમસ) નાતાલ.

## ધોવાનો દહાડો.

(૧) બે નાની છોકરીઓ જેઓને લુસિ અને જેન કરી કહેતા તેઓ ગામડાંમાં એક ઝુપડાંમાં તેમની મા સાથે રહેતી હતી. (૨) એક દહાડો તેઓ

પોતાની ઢીંગલીઓ સાથે રમતી હતી. તેઓ કાંઇ બાબદ વિશે વાત કરવામાં રોકાઇ હતી, જ્યારે તેઓમાંની એકે કહ્યું, "ચાલો આપણે જઇને માને પુછિએ." (૩) તેઓ સાથે ઘરમાં ગઇ, જ્યાં તેમની મા શીવતી હતી, અને લુસિએ કહ્યું, "મા મેહેર-બાની કરી કહો, અમે એક ધોવાનો દહાડો લઇએ?" (૪) તેમની માએ કહ્યું, "ધોવાનો દહાડો! નાની છોકરીઓને ધોવાના દહાડાની શું જરૂર હોય?" (૫) જેને કહ્યું, "અરે મેહેરબાની કરી અમને એક લેવા દો, કારણ કે અમારી ઢીંગલીના કપડાં એટલાં બધાં તો મેલાં થયાં છે કે તે જોવા લાયક નથી." (૬) તેમની માએ કહ્યું, "મેલાં, શું તેઓ (મેલાં) થયાં છે? ત્યારે તે તમે ધુઓ, પણ તમારાં પોતાનાં કપડાં ભીંજવતા ના." (૭) તેઓને રાંધણીમાં એક નાનું છાલકું પીપ, થોડુંક ગરમ પાણી અને સાબુનો એક કકડો મળ્યો; ત્યાર પછી તેઓ સુકવવાનાં લીલાં મેદાનમાં બહાર ગયા. (૮) બન્ને ઢીંગલીઓના સઘળાં કપડાં કાઢી નાંખવામાં આવ્યાં હતાં અને પછી છાલકાં પીપમાં મુકવામાં આવ્યાં, વગર કપડે ઢીંગલીઓ કેવી હાસ્યજનક દેખાય છે! તેમાંની એક બાજટની નીચે જમીન ઉપર પડેલી છે, અને બીજી સામે ઉભી બેઠી છે. (૯) લુસિએ કપડાં ધોયાં અને જ્યાં સુધી તેઓ સાફ થયાં ત્યાં સુધી તેમને ચોળ્યાં, અને જેને તેમને સુકાવા દોરડાં ઉપર ટાંગીયાં. (૧૦) જ્યારે ઢીંગળીઓને તેમનાં સોજાં કપડાં પાછાં પહેરાવ્યાં ત્યારે તેઓ બે નહાની રાણીઓ જેવી દેખાઇ. (૧૧) અહીંઆં એક નહાની છોકરીને માટે એક અઠવા-ડિયાનું કામ છેઃ—સોમવારે જ્યારે દહાડો ખુલો હોય છે, ત્યારે હું મેલાં કપડાં ધોઉં છું, જો કે વરસાદ આવે છે કે બરફ પડે છે તો પણ મંગલવારે હું તેમની અસ્તરી કરી શકું છું. (૧૨) બુધવારે હું મારા કપડાં સમારૂં છું, અને મને તેમ કરવા પણ હંમેશાં ગમે છે. ગુરૂવારે હું મારી સહીઓની મુલાકાત લઉં છું—મને કાંઇ બીજું કરવું પડતું નથી. (૧૩) પછી શુકરવારે સાફ કરવાનો, ધુળ પખોડવાનો અને ચીજોને બરાબર ગોઠવવાનો વખત છે. સનીવારે હું ફરવા જાઉં છું, અને પછી સઘળું કામ નજર આગળથી ખીસાડી નાખું છું. (૧૪) અને આતવાર તે આસાએસનો દિવસ છે, આખા અઠવાડીયામાં તે સર્વથી ઉત્તમ દહાડો છે.

## PUSS IN THE GARDEN.

## (પુસ ઇન ધી ગાર્ડન.) વાડીમાંની બિલાડી.

**Puss**, *s.* (પ્રુસ) બિલાડી.
**Ah**, *inter.* (આહ) અરે.
**Lying**, *part.* (લાઇંગ) સુતેલી, પડેલી.
**Lies**, *v.* (લાઇઝ) સુએછે, પડી રહે છે.
**Sometimes**, *ad.* (સમટાઇમ્સ) કોઈ વેળાએ.
**Stays**, *v.* (સ્ટેઝ) રહે છે.

For hours, કલાકો સુધી.
At a time, એકી વખતે.
Summer days, *s.* ઉનાળાના દિવસો.
Hungry, *a.* (હંગ્રિ) ભૂખી.
Slyly, *ad.* (સ્લાઇલિ) છુપી રીતે.
To the end of the garden, વાડીને છેડે.
Watches, *v.* (ઉઑચીઝ) તપાસે છે.
Sat, *v.* ( સૅટ ) બેઠો હતો.
Garden seat, *s.* ( ગાર્ડન સીટ) વાડીમાં બેસવાની બેઠક.
Among, *pre.* ( અમંગ ) વચમાં.
Bushes, *s.* ( બુસીઝ ) ઝાડી.
In a little while, થોડા વખતમાં.
Rise, *v.* ( રાઇઝ ) ઉઠવું.
Place, *s.* ( પ્લેસ ) જગા.
Under, *pre.* ( અંડર ) નીચે, તળે.
Steal away, *v.* ( સ્ટીલ અવે) ધીમેથી જવું.
Quietly, *ad.* (ક્વાએટલિ) ચુપકીથી.
Walk, *s.* ( ઉઑક ) ચાલવાની જગા, ચાલવાનો રસ્તો.
Crept, *v.* ( ક્રેપ્ટ ) પેટે ચાલી ગઇ.
Softly, *ad.* ( સૉફ્ટલિ) આસ્તેથી.
Behind, *pre.* (બીહાઇંડ) પછવાડે.
She hid herself, તે પોતે છુપાઈ ગઇ.
Thick, *a.* ( થિક ) ખીચોખીચ.
Watching, *part.* ( ઉઑચિંગ ) તપાસતી, વાર જોતી.
By and by, આસ્તે આસ્તે, થોડી વારમાં.

Flew, *v.* ( ફ્લ્યુ ) ઉડી આવ્યું.
Grass, *s.* ( ગ્રાસ ) ઘાસ.
Hopped, *v.* ( હૉપ્ડ ) કુદયું.
Quite at its ease, પોતાની મરજી પ્રમાણે.
Out sprang, *v.* ( આઉટ સ્પ્રૅંગ ) કુદકો માર્યો.
Sly, *a.* ( સ્લાઇ) લુચ્ચી.
In her sharp claws, તેના તીક્ષ્ણ પંજામાં.
For once, આ એક વેળા.
Too late, ( ટૂ લેટ ) ઘણું મોડું.
Soon, *ad.* ( સૂન ) જલદીથી.
Clapped, *v.* ( ક્લૅપ્ડ) તાબડાપાડીઆ.
Beyond, *pre.* (બીયૉંડ ) પેલી તરફ.
Slyly, *ad.* ( સ્લાઇલિ) છુપી રીતે.
Watches, *v.* ( ઉવૉચીઝ ) તપાસ રાખેછે.
Steal away, *v.* ( સ્ટીલ અવે) [ધીમેથી જવું.
Crept, *v.* ( ક્રેપ્ટ ) પેટે ચાલી ગઇ.
Safe, *a.* ( સેફ ) સહી સલામત.
Green, *a.* ( ગ્રીન ) લીલાં.
Fields, *s.* ( ફિલ્ડઝ) ખેતરો.
Beyond, *pre.* (બીયૉંડ) પેલી મેર.
Walls, *s.* ( ઉૉલ્ઝ ) દીવાલો.
Cats, *s.* ( કૅટસ ) બિલાડીઓ.
Are made, *v.* ( આર મેડ) બનાવેલી છે.
To feed upon, *v.* (ટુ ફીડ અપૉન ) ગુજરાન કરવાને.
Animals, *s.* ( એનિમલ્ઝ) પ્રાણીઓ.
Beasts, *s.* (બીસ્ટસ) પશુઓ, હેવાનો.

Prey, s. ( પ્રે ) શિકાર.
Though, con. ( ધો ) જોકે.
Catch, v. ( કૅચ ) પકડે છે.
Mice, s. ( માઇસ ) ઉંદરો.
Creatures, s. ( ક્રીચર્ઝ ) પ્રાણીઓ.
Roaring, part. ( રોરિંગ ) ગર્જના કરતો.
Lion, s. ( લાયન ) સિંહ.
Fierce, a. ( ફીઅર્સ ) વિક્રાળ, ફાડી ખાનાર.
Tiger, s. ( ટાઇગર ) વાઘ.
Horse, s. ( હૉર્સ ) ઘોડો.
Donkey, s. ( ડૉંકિ ) ગધેડો.
Cow, s. ( કાઉ ) ગાય.
Calf, s. ( કાફ ) વાછરડો.
Sheep, s. ( શીપ ) મેંઢો, ઘેટો.
Lamb, s. ( લૅમ્બ ) મેંઢાનું બચ્ચું.
Hare, s. ( હેર ) સસલો.
Rabbit, s. ( રૅબિટ ) સસલું.
Bear, s. ( બેર ) રીંછ.
Wolf, s. ( ઉલ્ફ ) વરુ.

## વાડીમાંની બીલાડી.

( ૧ ) બિલાડી ક્યાં છે ? અરે ! હું તેણીને જોઉં છું. તેણી બહાર વાડીમાં છે. તમે તેણીને ફુલોની નીચે પડેલી જોતા નથી ? ( ૨ ) તેણી વારંવાર ત્યાં પડી રહે છે. કોઇ કોઇ વખત તેણી લાંબા, પ્રકાશિત ઉનાળાના દહાડામાં એકી વેળા કલાકોના કલાક સુધી પડી રહે છે. ( ૩ ) જ્યારે તેણી ભુખી થાય છે, ત્યારે તેણી વાડીને છેડે છુપી રીતે જાય છે. ત્યાં તેણી પડી રહે છે અને નાનાં પક્ષીઓને માટે તપાસ રાખે છે. ( ૪ ) એક દહાડો, જ્યારે હું બાગમાંની બેઠક ઉપર બેઠેલો હતો ત્યારે કેટલાંક પક્ષીને ઝાડીઓમાં અંદર અને બહાર કુદતાં મેં જોયાં. ( ૫ ) થોડા વખતમાં મેં બિલાડીને ફુલો તળેની પોતાની જગાએથી ઉઠતાં અને ગુપચુપ ધીમેથી જતાં જોઇ. ( ૬ ) તેણી ચાલવાને રસ્તે ગઈ નહિ, પણ ગુપચુપ ફુલોની પછવાડે અને ઝાડોની નીચે પેટે ચાલીને ગઇ. ( ૭ ) જ્યારે તેણી તે જગા આગળ આવી ત્યારે તેણી એક ખીચોખીચ ઝાડીની નીચે સંતાઇ ગઇ, અને પક્ષીઓની વાટ જોતી બેઠી. ( ૮ ) તરતજ (થોડી વારમાં) પક્ષીઓમાંનું એક નીચે ઘાસ ઉપર ઉડી આવ્યું અને પોતાની સગવડે આસપાસ અહીં તહીં કુદવા લાગ્યું. ( ૯ ) એક પળમાં તે લુચ્ચી બિલાડીએ બહાર કુદકો માર્યો અને મેં ધારયું કે પેલું ગરીબ પક્ષી તેણીના તીક્ષ્ણ પંજામાં પકડાઈ ગયું. ( ૧૦ ) પણ આ એકજ વેળા બિલાડીએ એટલું બધું મોડું કીધું, અને જ્યારે મેં તે નાનાં પક્ષીને પોતાના સોબતીઓ સાથે ઉડી જતાં જોયું ત્યારે (તેની) ખુશાલીમાં મેં તાબડા પાડીઆ. ( ૧૧ ) વાડીની દીવાલની પેલી મેર લીલોતરીવાળા ખેતરમાં તેઓ સહી સલામત જલદીથી ગયાં. જ્યારે તેઓ ઉડી જાય છે ત્યારે બિલાડીને તેમની તરફ જોતી તમે જુઓ છો ? ( ૧૨ ) બિલા-

કીઓને બીજાં પ્રાણીઓ ઉપર ગુજરાન કરવાને પેદા કીધી છે, જોકે તેઓ માત્ર ઉંદર અને નાના પક્ષીઓ પકડે છે, તોપણ તેઓ શિકારી પ્રાણીઓ છે. (૧૩) તમે કાંઇ બીજાં પ્રાણીને જાણો છો કે જેઓ શિકારી પશુઓ હોય છે? હા, ગર્જના કરતો સિંહ શિકારી પશુ છે, અને તેમજ ઝનુની વાઘ (પણ) છે.

## THE BOY THAT LIKED PLAY.

## ( ધી બૉય ધૅટ લાઇકડ પ્લે )

## છોકરો જે રમત પસંદ કરતો હતો.

**Fine,** *a.* (ફાઇન) સુંદર, ખુલ્લો.
**Was sent,** *v.* (ઉવૅાઝ સેન્ટ) મોકલ્યો હતો.
**School,** *s.* (સ્કૂલ) નિશાળ.
**Mother,** *s.* (મધર) મા.
**Knew,** *v.* ( ન્યૂ ) જાણ્યું.
**Fond,** *a.* (ફૉન્ડ) શોખીન, શોખિલો.
**He was fond of play,** તે રમતને ચાહતો હતો.
**Play,** *s.* ( પ્લે ) રમત.
**Told,** *v.* (ટોલ્ડ) કહ્યું.
**Sister,** *s.* (સિસ્ટર) બહેન.
**Go,** *v.* (ગો) જવું.
**Warm,** *a.* (ઉવૉર્મ) ગરમ.
**Nicer,** *a.* (નાઇસર) વધારે સારૂં.
**Play,** *s.* (પ્લે) રમવું.
**River-side,** *s.* (રિવર-સાઇડ) નદીની બાજુ.
**Than,** *con.* (ધૅન) કરતાં.
**Time,** *s.* (ટાઈમ) વખત.
**Have seen,** *v.* (હૅવ સીન) જોયું છે.
**After,** *ad.* (આફ્ટર) પછી.
**After I have seen you to school,** તુને નિશાળે મુકી આવ્યા પછી.

**Must go** *v.* (મસ્ટ ગો) જવું જોઇએ.
**Town,** *s.* (ટાઉન) શેહેર.
**To buy,** *v.* (ટૂ બાઇ) ખરીદ કરવાને.
**Wool** *s.* ( ઉલ ) ઉન.
**Needles,** *s.* (નીડલ્ઝ) સોય.
**Lot,** *s.* ( લૉટ ) જથો, મોટી સંખ્યા.
**Other,** *a.* ( અધર ) બીજી.
**Things,** *s.* (થિંગ્ઝ) ચીજો.
**Must work,** *v.* (મસ્ટ ઉવર્ક) કામ કરવું જોઇએ.
**Get,** *v.* ( ગેટ) મેળવવું.
**Money,** *s.* (મનિ) પૈસા.
**Buy,** *v.* (બાઇ) ખરીદવું.
**Food,** *s.* ( ફૂડ ) ખોરાક.
**Then,** *ad.* ( ધેન ) ત્યાર પછી.
**Saw,** *v.* ( સૉ ) જોઇ.
**Bee,** *s.* ( બી ) મધમાખી.
**Flying,** *part.* (ફ્લાઇંગ) ઉડતી.
**Should like,** *v.* (શુડ લાઇક) ઇચ્છું.
**Nothing,** *s.* (નથિંગ) કાંઇ નહિ.
**Spellings,** *s.* ( સ્પેલિંગ્ઝ ) જોડણીઓ.
**To learn,** *v.* ( ટૂ લર્ન ) શિખવું.
**Writing,** *s.* (રાઇટિંગ) લખવાનું.

Idle, *a.* (આઇડલ) આળસુ.
Is getting, *v.* (ઇઝ ગેટિંગ) મેળવે [છે.
Honey, *s.* (હનિ) મધ.
To lay up, *v.* (ટુ લે અપ) ભરી મુકવાને.
Winter, *s.* (ઉવિંટર) શિયાળો.
When, *ad.* (ઉવ્હેન) જ્યારે.
Flew away, *v.* (ફ્લ્યૂ અવે) ઉડી ગઇ.
In a little, (ઇન એ લિટલ) થોડા વખતમાં.
Heard, *v.* (હર્ડ) સાંભળ્યું.
Singing, *part.* (સિંગિંગ) ગાતાં.
I am sure, (આઈ ઍમ શ્યૉર) મારી ખાતરી છે.
Stay, *v.* (સ્ટે) રહેવું.
Here, *ad.* (હીયર) અહીંઆ.
All day, (ઑલ ડે) આખો દહાડો.
Hear, *v.* (હીયર) સાંભળવું.
Sweet, *a.* (સ્વીટ) મધુર.
Song, *s.* (સૉંગ) ગીત, ગાયણ.
Some, *a.* (સમ) કેટલાંક.
Bits, *s.* (બિટસ) ટુકડાઓ, તણખાં.
Straw, *s.* (સ્ટ્રૉ) સુકું ઘાસ.
Now, *ad.* (નાઉ) હવે.
Is taking, *v.* (ઇઝ ટેકિંગ) લે છે.
Nest, *s.* (નેસ્ટ) માળો.
Has to build, (હૅઝ ટુ બિલ્ડ) બાંધવો છે.
Feathers, *s.* (ફેધર્ઝ) પીછાં.
Moss, *s.* (મૉસ) લીલ.
Has no time, (હૅઝ નો ટાઇમ) વખત નથી.
Had not gone, (હૅડ નૉટ ગૉન) [ગયાં ન હતાં.
Far, *ad.* (ફાર) દુર.
When, *ad.* (ઉવ્હેન) જ્યારે.
Road side, *s.* (રોડ સાઇડ) રસ્તાની બાજુ.
It seems, (ઇટ સીમ્સ) એવું દિસે છે.
For, *con.* (ફૉર) કારણ કે.
Just then, (જસ્ટ ધેન) એટલામાં.
Man, *s.* (મૅન) માણસ.
Gave, *v.* (ગેવ) ફૂંકી, વગાડી.
Loud, *a.* (લાઉડ) મોટેથી.
Whistle, *s.* (ઉવ્હિસ્લ) સીસોટી.
Started up, *v.* (સ્ટારટેડ અપ) ચોંકી ઉઠયો.
Help, *v.* (હેલ્પ) મદદ કરવી.
Sheep, *s.* (શીપ) મેંઢાં, ઘેટાં.
Was driving, *v.* (ઉવૉઝ ડ્રાઇવિંગ) હાંકી જતો હતો.
Still further on, (સ્ટિલ ફરધર ઑન) એથી પણ વધારે આગળ.
Horse, *s.* (હૉર્સ) ઘોડો.
Forward, *ad.* (ફૉરવર્ડ) આગળ.
Took away, *v.* (ટૂક અવે) લઇ ગયો
Fellow, *s.* (ફેલો) શખસ; દોસ્ત.
Must plough, *v.* (મસ્ટ પ્લાઉ) હળ ખેડવું જોઇએ.
Corn, *s.* (કૉર્ન) અનાજ.
To grind, *v.* (ટુ ગ્રાઇંડ) દળવાને.
Sell, *v.* (સેલ) વેચવું.

Every, *a.* ( એવરિ ) દરેક.
Beast, *s.* ( બીસ્ટ ) હેવાન.
Something, *s.* (સમથિંગ) કાંઇચીજ.
Get, *v.* ( ગેટ ) જાઉં.
Home, *s.* ( હોમ ) ઘર.
Will let me play, ( ઉવિલ લેટ મી પ્લે ) મને રમવા દેશે.
Before I go to bed, હું સુવા જાઉં તે અગાઉ.
Saying, *part.* (સેઇંગ ) કહીને.
Errands, *s.* (એરંડઝ ) કામ કાજો, સંદેશાઓ.
Wheat, *s.* ( ઉવ્હીટ ) ઘઊં. [અનાજ.
Oats, *s.* ( ઓટસ ) એક જાતનો વેલાતી
Barley, *s.* ( બાર્લિ ) જવ.
Pea, *s.* ( પી ) વટાણો.
Bean, *s.* ( બીન ) શીંગ.
Potato, *s.* ( પૉટેટો ) બટટા, પપેટા.
Cabbage, *s.* ( કૅબેજ ) કોબીજ.
Carrot, *s.* ( કૅરટ ) ગાજર.
Onion, *s.* ( અનિઅન ) કાંદો.

## છોકરો જે રમત પસંદ કરતો હતો.

૧. ઉન્હાળાના એક સારે દહાડે એક ઘણા ન્હાના છોકરાને તેની માએ નિશાળે મોકલ્યો હતો. પણ તેણી જાણતી હતી કે તેને રમતનો ઘણો શોખ હતો, અને તેથી તેણીએ તેની બહેનને તેની સાથે જવા કહયું. ( ૨. ) ગરમી ઘણી પડતી હતી, અને તે છોકરાએ પોતાની બહેનને કહયું કે નિશાળે જવા કરતાં નદીની બાજુએ તેની સાથ રમવામાં ઘણું વધારે સારૂં થાય. ( ૩. ) "ના, ના," તેણીએ કહયું "મને રમવાને વખત નથી. તુને નિશાળે મુકી આવ્યા પછી માને વાસ્તે ટન, સોય, અને બીજી સંખ્યાબંધ ચીજો ખરીદ કરવાને મને .શેહેરમાં જવું જોઇએ. તેણીએ અને મારે કામ કરવું જોઇએ અને ખોરાક ખરીદ કરવાને પૈસા મેળવવા જોઇએ." ( ૪. ) ત્યાર પછી તે છોકરે એક મધમાખીને એક ફુલ ઉપરથી બીજા ઉપર ઉડતાં જોઇ, અને કહયું, "હું મધમાખી થવાને પસંદ કરૂં, અને (મને) કાંઇ કરવાનું હોય નહિ—નહિ જોડણી શિખવાની કે નહીં લખવાનું ( કામ ) કરવાનું." (૫) તેની બહેને કહયું, "અરે! તે મધમાખી કાંઇ આળસુ નથી; શિયાળામાં જયારે ફુલો થશે નહિ ત્યારે તે માટે ભરી મુકવાને તેણી મધ આણેછે." અને તે મધમાખી પોતાના મધ સાથે ઉડી ગઇ. ( ૬ ) થોડા વખતમાં તેઓએ એક પક્ષીને ગાતાં સાંભળ્યું; અને તે છોકરાએ કહયું, "મારી ખાતરી છે કે પક્ષીને કાંઇ કરવાનું નથી. અહીં આખો દહાડો ઝાડની નીચે રહેવાને અને તેનું મધુર ગાયન સાંભળવાને હું પસંદ કરૂં છું." (૭) પણ તેની બહેને કહયું, "જુઓ તે પક્ષીએ ઘાસના કેટલાંક તણખલાં ઉંચકી લીધાં છે, અને હવે તે

તેમને પોતાના માળામાં લઈ જાય છે, તેને ઘાસ અને પીછાં અને લીલ વડે માળો બાંધવો છે, અને તેથી તેને આળસુ થવાનો વખત નથી. (૮.) તેઓ ઘણે (દુર) ગયાં નહિ એટલામાં તેઓએ રસ્તાની બાજુએ એક કુતરાને દીઠો, અને તે છોકરાએ કહ્યું "હું તે કુતરા સાથ ન રમું ? કારણ કે એવું જણાય છે કે તેને કાંઇ (કામ) કરવાનું નથી" (૯) તેજ વખતે એક માણસે જોરમાં સીસોડી વગાડી. કુતરો એકદમ ચોંકી ઉઠયો, અને જે મેંઢાં ખેતર ભણી હાંકી જતો હતો, તેમાં તેને મદદ કરવા દોડયો. (૧૦) એથી પણ વધારે આગળ તે છોકરાએ એક ઘોડાને જોયો અને કહ્યું, "તેને કાંઇ કરવાનું હોય નહિ, તેથી હું જઇને તેની સાથે રમીશ." પણ જેવો તે આગળ ગયો, તેવોજ એક માણસ તે ઘોડાને લઇ ગયો. (૧૧) એમ તેણે કીધું તે વખતે તેણે તે છોકરાને કહ્યું, "મારા ન્હાના દોસ્ત, મારા ઘોડાએ મારા ખેતરમાં હળ ફેરવવું જોઇએ. મને પૈસા મળે એટલા માટે દળવાને અને વેચવાને માટે મારે અનાજ જોઇએ." (૧૨) ત્યાર પછી જ્યારે તે છોકરાએ જોયું કે દરેક મધમાખ, અને પક્ષી, અને પશુને કાંઇ કામ કરવાનું હોય છે, ત્યારે તેણે પોતાની બહેનને કહ્યું, "ઠીક હવે, હું નિશાળે જઇશ અને મારા પાઠ શિખીશ." (૧૩) "જ્યારે હું ઘેર જઇશ, ત્યારે હું બિછાના ઉપર સુવા જાઉં તે આગાઉ મા મને બીજા છોકરાઓ સાથે રમવા દેશે." એમ કહીને તે નિશાળે દોડતો ગયો, અને તેની બહેન તેણીના પોતાના કામ કરવા જવા ખુશી થઇ.

## THE WOUNDED BIRD.

### (ધી ઉન્ડેડ બર્ડ) જખમી થયલું પક્ષી.

Frank, *s.* (ફ્રૅન્ક) છોકરાનું નામ.
Saved, *v.* (સેવ્ડ) બચાવ્યો.
Life, *s.* (લાઇફ) જીંદગી.
Had caught, *v.* (હૅડ કૉટ) પકડયું હતું.
As soon as, (ઍઝ સૂન ઍઝ) જેવી–તેવી.
Coming, *part.* (કમિંગ) આવતો.
Dropped, *v.* (ડ્રૉપ્ડ) નાખી દીધું.
Mouth, *s.* (માઉથ) મોઢું.
Lay, *v.* (લે) પડેલું હતું.
Panting, *part.* (પૅન્ટિંગ) હાંફતું.
Ground, *s.* (ગ્રાઉંડ) જમીન.
Sad, *a.* (સૅડ) દલગીરી ભરેલો.
Sight, *s.* (સાઇટ) દેખાવ.
Brought, *v.* (બ્રૉટ) લાવ્યો.
Put, *v.* (પુટ) મુકયું.
Cage, *s.* (કેજ) પાંજરૂં.
Happy, *a.* (હૅપિ) સુખી.
Prison home, *s.* (પ્રિઝન હોમ) કેદખાનાં જેવું ઘર.
Kept, *v.* (કૅપ્ટ) રાખ્યું.
In doors, (ઇન ડૉર્ઝ) ઘરમાં.
Some, *a.* (સમ) કેટલાંક.
Weeks, *s.* (ઉવીક્સ) અઠવાડિયાં.

**Took** out, *v.* (ટુક આઉટ) બહાર લઇ ગયા.
**Set** it free, (સેટ ઇટ ફ્રી) તેને છુટું કરવાને.
**Opened**, *v.* (ઓપન્ડ) ઉઘાડયું.
**Door**, *s.* (ડૉર) બારણું.
**Stood**, *v.* (સ્ટૂડ) ઉભા રહ્યાં.
**Distance**, *s.* (ડિસ્ટન્સ) તફાવત.
**At a** little distance, થોડાં દુર.
**Pretty**, *a.* (પ્રિટિ) સુંદર.
**Sight**, *s.* (સાઇટ) દેખાવ.
**Sat**, *v.* (સૅટ) બેઠું.
**Flew**, *v.* (ફ્લ્યુ) ઉડી ગયું.
**Branch**, *s.* (બ્રૅન્ચ) ડાંખલી.
**Tree**, *s.* (ટ્રી) ઝાડ.
**Turned**, *v.* (ટર્ન્ડ) ફેરવ્યું.
**Head**, *s.* (હેડ) માંથું.
**As** if to say, (ઍઝ ઇફ ટુ સે) જાણે કહેતું હોયની. [સલામ.
**Good** bye, *s.* (ગૂડ બાઇ) છેલ્લી
**Spreading**, *part.* (સ્પ્રેડિંગ) પોહોલી કરીને.
**Wings**, *s.* (વિંગ્ઝ) પાંખો.
**Mounted**, *v.* (માઉન્ટેડ) ચઢયું.
**Air**, *s.* (એર) હવા.
**Woods**, *s.* (વુડ્ઝ) જંગલ.
**About** a week after this, આ પછી આસરે એક અઠવાડિયું રહીને.
**Were** sitting, *v.* (વેર સિટિંગ) બેઠાં હતાં.
**Which** looked into the garden, જેમાંથી વાડી દેખાતી હતી.

**Suddenly**, *ad.* (સડન્લિ) એકાએક.
**Heard**, *v.* (હર્ડ) સાંભળ્યું. [વચ્ચે.
**Among**, *pre.* (અમંગ) માં. [જોતાં.
**Looking** out, *part.* (લુકિંગ આઉટ)
**On** looking out, બહાર જોતાં.
**Back**, *ad.* (બૅક) પાછો.
**Empty**, *a.* (ઍમપ્ટિ) ખાલી.
**Let** us see, (લૅટ અસ સી) ચાલો આપણે જોઇએ.
**If**, *con.* (ઇફ) જો.
**Will** know, *v.* (વિલ નો) જાણશે.
**Old**, *a.* (ઓલ્ડ) જુનું.
**Watched**, *v.* (વૉચ્ડ) તપાસ્યું.
**Helped** itself to the food, તે ખોરાક પોતે ખાધો.
**Did** not wish, (ડિડ નૉટ વિશ) ચાહ્યું નહિ.
**To** make, *v.* (ટુ મેક) કરવાને.
**Prisoner**, *s.* (પ્રિઝનર) કેદી.
**But**, *con.* (બટ) પણ.
**To** teach, *v.* (ટુ ટીચ) શિખવવાને.
**Without** fear, (વિધાઉટ ફીઅર) ધાસ્તી વગર.
**At** any time, (ઍટ ઍનિ ટાઇમ) કોઇપણ વખતે.
**Was** left, *v.* (વૉઝ લેફ્ટ) મુકી રાખ્યું હતું. [મુકેલું.
**Glass**, *s.* (ગ્લાસ) ગલાસ, કાચનું
**By** the open door, ઉગાડે દરવાજેથી.
**Meals**, *s.* (મીલ્સ) ખાણું, ભોજન.
**Brought**, *v.* (બ્રૉટ) લાવ્યું.
**Played**, *v.* (પ્લેડ) રમ્યાં.

Hopping, *part.* (હૉપિંગ) કુદતાં.
Eating, *part.* (ઇટિંગ) ખાતાં.
Free, *a.* (ફ્રી) છુટાં.
As they pleased, (ઍઝ ધે પ્લીઝડ) જેમ તેઓની ખુશી પડે તેમ.
Many, *a.* (મૅનિ) ઘણાક.
Sweet, *a.* (સ્વીટ) મધુર.
Song, *s.* (સૉંગ) ગીત.
Sang, *v.* (સૅંગ) ગાયાં.
Long, *a.* (લૉંગ) લાંબા.
Cares for, *v.* (કૅર્ઝ ફૉર) સંભાળ રાખે છે.
Thee, *pro.* (ધી) તુને.
Strong, *a.* (સ્ટ્રૉંગ) મજબુત.
Right, *a.* (રાઇટ) જમણો.
Arm, *a.* (આર્મ) હાથ.
Keeps from harm, (કીપ્સ ફ્રૉમ હાર્મ) ઇજાથી દુર રાખે છે.
Goose, *s.* (ગૂઝ) હંસ.
Geese, *s.* (ગીઝ) હંસો.
Hen, *s.* (હેન) મરઘી.
Chicken, *s.* (ચિકન) મરઘીનું બચ્ચું.
Swallow, *s.* (સ્વૉલો) ચલિયું, ચકલી.
Sparrow, *s.* (સ્પૅરો) ચલિયું, ચકલી.
Hawk, *s.* (હૉક) સકરો, બાઝ પક્ષી.
Eagle, *s.* (ઇગ્લ) ગરૂડ પક્ષી.
Pea-cock, *s.* (પી કૉક) મોર.
Turkey, *s.* (ટર્કી) ટર્કી.

## જખમી થયલું પક્ષી.

૧. એક દહાડો એક છોકરો જેનું નામ ફ્રૅન્ક કરીને હતું તેણે એક ગરીબ ન્હાના પક્ષીની જીંદગી બચાવી જેને બિલાડીએ વાડીમાં પકડયું હતું. (૨) જેવી બિલાડીએ ફ્રૅન્કને આવતાં જોયો, તેવીજ તે તરત દોડી ગઇ. તેણે તે પક્ષીને પોતાનાં મોમાંથી નાખી દીધું. (૩) જ્યારે તે જમીન ઉપર હાંફતું પડેલું હતું ત્યારે ફ્રૅન્કે તેને ઉંચકી લીધું. ગરીબ બીચારૂં! તેને જોવું એ દલગિરી, ભરેલો દેખાવ હતો. (૪) તે તેને ઘરમાં લઇ આવ્યો, અને અમે તેને પાંજરાંમાં મુકયું, પણ તે પોતાના કેદખાના જેવાં ઘરમાં સુખી જણાયું નહિ. (૫.) અમે તેને કેટલાંક અઠવાડિયાં સુધી ઘરમાંજ રાખ્યું, અને પછી એક દહાડો તેને છોડી મુકવાને, અમે તેને વાડીમાં લઇ ગયાં. (૬.) અમે પાંજરાંનું બારણું ઉઘાડયું, અને તે પક્ષી શું કરે છે તે જોવાને, તેનાથી થોડેક છેટે ઉભાં. (૭.) અરે, તે કેવું સુખી હતું તે જોવું એ સુંદર દેખાવ હતો! તે બારણા આગળ એક પળ સુધી બેઠું અને પછી વાડીમાં એક ઝાડની ડાળી ઉપર ઉડી ગયું. (૮.) જાણે સલામ કરતું હોય, તેમ અમારી તરફ તેણે પોતાનું ન્હાનું માથું ફેરવ્યું; અને પછી પોતાની પાંખો ફેલાવીને હવામાં ઉંચે ચઢયું અને જંગલ ભણી ઉડી ગયું. (૯.) એની પછી આસરે એક અઠવાડયે ફ્રૅન્ક અને હું એક બારી આગળ બેઠાં હતાં જે ઉપરથી વાડીમાં દેખાતું હતું. (૧૦.) એકાએક ઝાડોની અંદર એક પક્ષીને અમે ગાતાં

સાંભળ્યું. બહાર જોતાં અમને માલમ પડયું કે અમારો ન્હાનો મિત્ર અમારી આગળ પાછો આવ્યો હતો. (૧૧.) ફ્રૅન્ક વાડીમાં ખાલી પાંજરૂં લઇ ગયો. તેણે તેમાં બીયાં અને પાણી મુકયાં, અને કહ્યું "ચાલો આપણે જોઇએ કે પક્ષી પોતાનું જુનું ઘર પાછું ઓળખે છે કે નહિ." (૧૨) અમે બેસીને તપાસ્યું, અને જલદીથી અમારા ન્હાના મિત્રને પાંજરાં આગળ નીચે ઉડી આવતાં દીઠું. તે અંદર ગયું, અને જે ખોરાક ફ્રૅન્કે ત્યાં મુકયો હતો તે ખાધો. (૧૩.) અમે તેને પાછું બંદિવાન કરવા નહિ, પણ કોઇબી વખતે ધાસ્તી વગર અમારી આગળ પાછું આવતાં શિખવવાને ઇચ્છયું. (૧૪.) તે પાંજરાંને પુષ્કળ ખોરાક અને પાણીના એક ગલાસ સાથે વાડીમાં મુકયું. દરરોજ અમે અમારા ન્હાના મિત્રને ઉઘાડે દરવાજેથી પોતાના ભોજન આગળ જતાં જોયું. (૧૫.) એક દિવસ તે પોતાની સાથે બીજાં પક્ષીને લાવ્યું, અને અંદર અને બહાર કુદતાં, અને જે ખોરાક અમે ત્યાં મુકયો હતો તે ખાતાં, તેઓ બને કલાકો સુધી તે પાંજરાંની આસપાસ રમતાં હતાં. (૧૬) તેઓની મરજી પ્રમાણે આવવા જવાને તેઓને છુટાં મુંકયાં હતાં, જયારે અમે તે સુખી ઉનાળાના લાંબા દિવસોમાં વાડીની બારીએ બેસતાં ત્યારે તેઓ ઘણાએક મધુર ગાયન અમારી આગળ ગાતાં. (૧૭) પક્ષી, ગા, મારી આગળ એક ગાયન ગા. (ત્યાં) એક એવો છે જે તારે માટે સંભાળ રાખે છે; દરરોજ તેનો મજબુત જમણો હાથ ઇજાથી તેને અને મને બંનેને બચાવે છે.

---

## GUESS. (ગેસ) અટકળ કરો.

Lilies, *s.* (લિલિઝ) કમળનું ફુલ.
White, *a.* (ઉવ્હાઇટ) સફેદ, ઉજળાં.
White as snow, બરફ જેવું સફેદ.
Loves, *v.* (લવ્ઝ) ચાહે છે.
Kisses, *v.* (કિસીઝ) ચુમી લે છે.
Dearer, *a.* (ડીઅરર) વધારે પ્યારૂં, વધારે વહાલું.
Gold, *s.* (ગોલ્ડ) સોનું.
Lands, *s.* (લૅન્ડઝ) મીલકત, દેશો.
Guess, *v.* (ગેસ) અટકળ કરો.
Baby's, *s.* (બેબિઝ) બચ્ચાનાં.
Hands, *s.* (હૅન્ડઝ) હાથો.
Rose-bud, *s.* (રોઝ–બડ) ગુલાબની કળી.
Fairer far, ઘણીજ વધારે સુંદર.
Buds, *s.* (બડઝ) કળીઓ.
Sweeter, *s.* (સ્વીટર) વધારે મીઠો.
Winds, *s.* (ઉવિન્ડઝ) પવન.
South, *s.* (સાઉથ) દક્ષીણ દિશા.
Mouth, *s.* (માઉથ) મોઢું.
Place, *s.* (પ્લેસ) જગા.
Where, *ad.* (ઉવ્હેર) જ્યાં.
Long, *a.* (લૉંગ) લાંબો વખત સુધી.
Is done, *v.* (ઇઝ ડન) પુરો થયો છે.
How, *ad.* (હાઉ) કેવી રીતે.

Loves, *v.* (લવ્ઝ) ચાહે છે.
To linger, *v.* ( ટૂ લિંગર) ઘણો વખત રહેવું, થોભવું.
Sun-shine, *s.* ( સન શાઇન ) સૂર્યનો તડકો.
Hair, *s.* ( હેર ) વાળ, બાલ.
My own, ( માઇઓન ) મારો પોતાનો.
Face, *s.* (ફ઼ેસ ) ચેહેરો.
Glad, *a.* ( ગ્લૅડ ) ખુશી.
Peep out, *v.* ( પીપ આઉટ ) બહાર ડોક્યાં કરવાં.
At me, ( ઍટ મી ) મારી તરફ઼.
Beam, *v.* ( બીમ ) ચળકે છે.
June's, *s.* ( જુન્સ ) જુન મહિનાનો.
Riddle, *s.* ( રિડ્લ ) ઉખ્યાણું.
Eyes, *s.* ( આઇઝ ) આંખો.
One, *a.* ( ઊવન ) એક.
Two, *a.* ( ટુ ) બે.
Three, *a.* ( થ્રી ) ત્રણ.
Four, *a.* (ફ઼ોર) ચાર.
Five, *a.* ( ફ઼ાઇવ ) પાંચ.
Six, *a.* (સિક્સ ) છ.
Seven, *a.* (સેવન) સાત.
Eight, *a.* ( એઇટ ) આઠ.
Nine, *a.* ( નાઇન ) નવ.
Ten, *a.* ( ટેન ) દસ.
Eleven, *a.* ( ઇલેવન ) અગિયાર.
Twelve, *a.* ( ટ્વેલ્વ ) બાર.

---

## અટકળ કરો.

૧. હું બે સુંદર ખુશબોદાર ફુલો જોઉં છું, જે બરફ઼ જેવાં સફ઼ેદ છે, જેને મા ચાહે છે અને આવી રીતે બોકી કરે છે; તેઓ સોના અને મીલકત કરતાં વધારે મોઘાં (વહાલાં) છે, મને તે ફુલોનું ઉખ્યાણું કહોઃ—બચ્ચાંના હાથ! (૨.) ઉનાળાની સઘળી કળીઓ કરતાં ઘણીજ વધારે ખુબસુરત ગુલાબની કળી હું જાણું છું, જે દક્ષિણ તરફ઼ના મધુર પવન કરતાં વધારે છે. મને તે ગુલાબી કળીનું ઉખ્યાણું કહોઃ—બચ્ચાંનું મોહોડું! (૩.) હું એક જગા જાણું છું, જ્યાં દહાડો પુરો થયા પછી ઘણો લાંબો વખત સુધી સુરજ પ્રકાશે છે; અરે, ત્યાં થોભવાને તે કેવો ચાહે છે! મને તે પ્રકાશનું ઉખ્યાણું કહોઃ—બચ્ચાંના વાળ! (૪.) બે બારીઓ છે જ્યાં હું મારા પોતાના ખુશી ભરેલા ચેહેરાને મારી તરફ઼ પ્રકાશતાં જોઉં છું. આ બારીઓ જુન મહિનાના પોતાના આકાશની પેઠે પ્રકાશે છે; મને એ ઉખ્યાણું કહોઃ—બચ્ચાંની આંખો!

---

## THE HARVEST–MOUSE.

### ( ધી હારવેસ્ટ માઉસ ) કાપણીની મોસમનો ઉંદર.

Harvest mouse, *s.* કાપણીની મોસમનો ઉંદર.
Creature, *s.* ( ક્રીચર. ) પ્રાણી.
Fields, *s.* ( ફીલ્ડઝ ) ખેતરો.
In length, લંબાઇમાં.
Inches, *s.* ( ઈંચીઝ ) ઇંચ.
Coat, *s.* ( કોટ ) ચામડી.
Brown, *a.* ( બ્રાઉન ) ભુરા રંગના.
Fur, *s.* ( ફર ) રૂવાં.
So, *ad.* ( સો ) એટલી તો.
Soft, *a.* ( સૉફ્ટ ) નરમ.
Thick, *a.* ( થિક ) જાડા.
It feels, ( ઇટ ફીલ્ઝ ) તે લાગે છે.
Velvet, *s.* ( વેલ્વેટ ) મખમળ.
May think, *v.* ( મે થિંક ) વીચાર કરો.
Know, *v.* ( નો ) જાણે છે.
How to build, ( હાઉ ટુ બિલ્ડ ) કેમ બાંધવા, કેવી રીતે બાંધવા.
Can make, *v.* ( કૅન મેક ) કરી શકેછે.
Nicer, *a.* ( નાઇસર ) વધારે સારૂં.
Prettier, *a.* ( પ્રિટિયર ) વધારે સુંદર.
Home, *s.* ( હોમ ) ઘર.
Little ones, *s.* ( લિટલ્ વન્સ ) ન્હાના બચ્ચાં.
Sometimes, *ad.* ( સમટાઇમ્સ ) કોઇ કોઈ વખત.
Find, *v.* ( ફાઇંડ ) માલમ પડે છે.
Swinging, *part.* ( સ્વિન્ગિંગ ) હીંચકા ખાતો, ઝુલતો.
Thistle, *s.* ( થિસ્લ ) કાંટાનું ઝાડ.
Or, *con.* ( ઑર ) અથવા.
Twined round, ( ટવાઇન્ડ રાઉંડ ) આસપાસ વિંટલાઇ ગયલો.
Stalks, *s.* ( સ્ટૉક્સ ) ડાંખલી.
Round, *a.* ( રાઉંડ ) ગોળ.
Built, *part.* ( બિલ્ટ ) બાંધેલો.
Dried, *a.* ( ડ્રાઇડ ) સુકઇ ગયલું.
Grass, *s.* ( ગ્રાસ ) ઘાસ.
Close, *a.* ( ક્લોઝ ) પાસે પાસે, ખીચો ખીચ.
Firm *a.* ( ફર્મ ) મજબુત.
Has been rolled, ( હેઝ બીન રોલ્ડ ) ગબડાવ્યો છે.
Across, *pre.* ( ઍક્રૉસ ) ઉપરથી.
Yet, *con.* ( યટ ) તોપણ.
Inside, *ad.* ( ઇનસાઇડ ) અંદરના.
Did not fall out, ( ડિડ નૉટ ફૉલ આઉટ ) બહાર પડી ગયા નહિ.
Opening, *s.* ( ઓપનિંગ ) બાકોરૂં, જવા આવવાનો રસ્તો.
Wonder, *s.* ( વન્ડર ) અચરતી.
Can get in, ( કૅન ગેટ ઇન ) અંદર જઇ શકે છે.
Can get out, ( કૅન ગેટ આઉટ ) બહાર જઇ શકે છે.
Keeps to itself, ( કીપ્સ ટુ ઇટ સેલ્ફ ) પોતાની પાસેજ રાખે છે.
Secret, *s.* ( સીક્રેટ ) છુપી વાત, ભેદ.

Draws near, ( ડ્રૉઝ નીઅર ) નજદીક આવે છે.
Wise, *a.* ( ઉવાઇઝ ) ડાહ્યો, અક્લમંદ.
Leaves, *v.* ( લીવ્ઝ ) છોડી દે છે.
Digs, *v.* ( ડિગ્ઝ ) ખોદે છે.
Under, *pre.* ( અન્ડર ) તળે.
Ground, *s.* ( ગ્રાઉંડ ) જમીન.
Lines, *v.* ( લાઇન્ઝ ) અસ્તર કરે છે.
Thistle down, *s.* ( થિસ્લ ડાઉન ) કાંટાની ઝાડીની રૂઆંટી.
Cozy, *a.* ( કોઝિ ) સુખદાયક.
Going, *part.* ( ગોઇંગ ) જતાં.
Soon, *ad.* ( સૂન ) તરતજ.
Falls asleep, ( ફૉલ્ઝ ઍસ્લીપ ) સુઇ જાય છે.
Lies, *v.* ( લાઇઝ ) પડી રહે છે.
Warm, *v.* ( ઉવૉર્મ ) ગરમ.
Spring time, *a.* ( સ્પ્રિંગ ટાઇમ ) વસંત રૂતુનો વખત.

Awakes, *v.* ( અવેક્સ ) જાગ્રત થાયછે.
Nothing, *s.* ( નથિંગ ) કાંઇ નહિ.
Till then, ( ટિલ ધેન ) તે વખતસુધી.
Frost, *s.* ( ફ્રૉસ્ટ ) હિમ. [કીધા છે.
Has fitted, *v.* ( હૅઝ ફિટેડ ) લાયક
It leads, ( ઇટ લીડ્ઝ ) તે ગુજારે છે.
Provided, *v.* ( પ્રોવાઇડેડ ) પુરૂં પાડયું. [ગરજો.
Wants, *s.* ( ઉવૉન્ટસ ) માગણીઓ,
Spade, *s.* ( સ્પેડ ) કોદાળી, પાવડો.
Rake, *s.* ( રેક ) દાંતાવાળું હથીઆર,
Saw, *s.* ( સૉ ) કરવતી. [જતરડો.
Rule, *s.* ( રૂલ ) આંકણી.
Hoe, *s.* ( હો ) પાવડો, ચાંચવો.
File, *s.* ( ફાઇલ ) કાનસ.
Square, *s.* ( સ્કવેર ) કાટખુણો.
Plane, *s.* ( પ્લેન ) રંદો.
Hatchet, *s.* ( હૅચેટ ) વાંસલો, કુહાડો.
Hammer, *s.* ( હૅમર ) હથોડો.

## કાપણીની મોસમનો ઉંદર.

(૧.) કાપણીની મોસમનો ઉંદર એક સુંદર ન્હાનું પ્રાણી છે જે આપણા ખેતરોની આસપાસ દોડે છે. તે લંબાઇમાં આસરે બે ઇંચ મોટો છે અને ભુરા રંગના બાલના તેની ચામડી એટલી નરમ અને જાડી હોય છે કે તે મખમલ જેવી લાગે છે. (૨) તમે એવું વિચારતા હશો કે માત્ર પક્ષીઓજ માળા કેમ બાંધવા તે જાણે છે; પણ કાપણીનો ઉંદર તે કેમ બાંધવો તે જાણે છે. (૩.) કોઈ પક્ષી આ ઉંદર કરતાં વધારે સારૂં અથવા વધારે સુંદર ઘર પોતાના ન્હાનાં બચ્ચાંઓને વાસ્તે બાંધી શકતું નથી. (૪.) જેમ તમે છબીમાં જુઓ છો તેમ, તમે તેને કાંટાના ઝાડ ઉપરથી લટકતું અથવા ઘઉંના બે ત્રણ સાંઠાઓની આસપાસ લપેટાયલું કોઈ કોઇ વાર જોશો. (૫) માળો સુકાં ઘાસનો, બાંધેલી ન્હાની ગોળ ચીજ છે. તે એટલો સાંકડો અને મજબુત છે કે તેમાંના એકને ટેબલ ઉપર

આણીગમથી પેલીગમ ગમડાવ્યો છે, અને તોપણ અંદરના આંઠ ન્હાના ઉંદર બહાર પડી ગયા નથી. (૬.) બાકું એટલું તો ન્હાનું હોયછે કે ઉંદર અંદર કે બહાર કેમ જઇ શકતો હશે એ આશ્ચર્ય લાગે છે. આ છુપો ભેદ કાપણાનો ઉંદર પોતેજ જાણે છે. (૭) જયારે શિઆળો નજદીક આવે છે, ત્યારે એ ડાહ્યું ન્હાનું પ્રાણી પોતાનું ઉનાળાનું ઘર છોડી જાયછે અને જમીનની નીચે શીઆળાનું ઘર ખોદી કહાડે છે. (૮.) તે આ ઘરને નરમ અને હુંફાળું કરવાને ઘાસ અથવા કાંટાની રૂવાંટીથી અસ્તર કરે છે; અને અંદર જતાંજ તુરત તે ઉંઘમાં પડે છે. (૯) વસંત રૂતુનો વખત આવે ત્યાંસુધી, સલામત અને હુંફાળું, તે તેના શીઆળાના માળામાં પડી રહે છે. ત્યાંસુધી તે કદી જાગરૂત થતું નથી. અને તે માટે તે હીમ અને બરફ વિશે કશું જાણતું નથી. (૧૦) તે ન્હાનો કાપણીનો ઉંદર જે જીંદગી ગુજારે છે તેને વાસ્તે પરમેશ્વરે તેને લાયક બનાવ્યો છે.

---

## ONLY A FLY.

### (ઓન્લિ એ ફ્લાઇ) માત્ર એક માખી.

I am, (આઇ ઍમ) હું છું.
Fly, *s.* (ફ્લાઇ) માખી.
Only, *ad.* (ઓન્લિ) માત્ર.
Yet, *con.* (યટ) તોપણ.
Why, *ad.* (ઉવ્હાય) શા સારૂં.
Should treat, *v.* (શુડ ટ્રીટ) વર્તવું જોઇએ.
Any one, (ઍનિ ઉવન) હર કોઇ.
Ill, *ad.* (ઇલ) ખરાબ રીતે.
Though, *con.* (ધો) જોકે.
Weak, *a.* (ઉવિક) નબળો.
Too, *ad.* (ટૂ) બી, વળી.
God's, *s.* (ગૉડસ) ખોદાના, ઇશ્વરના.
Creatures, *s.* (ક્રીચર્ઝ) પ્રાણીઓ.
For, *con.* (ફૉર) કારણકે.
Made, *v.* (મેડ) બનાવ્યો.
Strong, *a.* (સ્ટ્રૉંગ) મજબુત.
Does not mean, (ડઝ નૉટ મીન) ધારતો નથી.
Use, *v.* (યુઝ) વાપરવાને.
Strength, *s.* (સ્ટ્રેંગ્થ) જોર, કૌવત.
To hurt, *v.* (ટુ હર્ટ) ઇજા દેવાને.
Gave, *v.* (ગેવ) આપી.
Fitted, *v.* (ફિટેડ) લાયક કીધું.
Enjoy, *v.* (ઍનજૉય) ભોગવવું.
Let me live out the life, (લેટ મી લિવ આઉટ ધી લાઇફ) મને જીંદગી ગુજારવા દો.
Ever, *ad.* (એવર) કદી.
Has told, *v.* (હૅઝ ટોલ્ડ) કહ્યું છે.
Wonders, *s.* (ઉવન્ડર્સ) અજાયબી.
Body, *s.* (બૉડિ) શરીર.

Suppose, *v.* ( સપોઝ ) ધારૂં છું.
Would never think of, ( વુડ નેવર થિંક ઑફ ) કદી ધારતે નહિ.
Pleasing, *part.* (પ્લીઝિંગ) ખુશી કરવાને.
Wings, *s.* ( વિંગ્સ ) પાંખો.
Light, *a.* ( લાઇટ ) હલકી.
Nicely, *ad.* ( નાઇસ્લિ ) સારી રીતે.
Can walk about, ( કૅન વૉક અબાઉટ ) આસપાસ ફરી શકું છું.
Just as I please, ( જસ્ટ ઍઝ આઇ પ્લીઝ ) જેમ મારી મરજીમાં આવે તેમ.
Can spread, *v.* ( કૅન સ્પ્રેડ ) પોહોલી કરી શકું છું.
Can fold up, *v.* ( કૅન ફોલ્ડ અપ ) ઘડી વાળી શકું છું. [જ્યાં જ્યાં.
Wherever, *ad.* ( વ્હેરએવર )
Choose, *v.* ( ચૂઝ ) પસંદ કરૂં છું.
Feet, *s.* ( ફીટ ) પગો.
Head, *s.* ( હેડ ) માથું.
Down, *ad.* ( ડાઉન ) નીચે.
Just as well as, તેમજ.
Floor, *s.* ( ફ્લૉર ) પાટીઆંની જમીન.
It is all the same to me, મારે મનથી તે સધળું સરખુંજ છે.
Wonder, *v.* ( વન્ડર ) અજાયબ થવું.
Fall, *v.* ( ફૉલ ) પડવું.
So, *ad.* ( સો ) એવાં.
Formed, *v.* ( ફૉર્મ્ડ ) બનાવેલાં.
Can press, *v.* ( કૅન પ્રેસ ) દાબી શકુંછું.
Firmly, *ad.* ( ફર્મ્લિ ) મજબુત રીતે.

Ceiling, *s.* ( સીલિંગ ) સીલિંગ, છાજલી.
Too young, ( ટુ યંગ ) ઘણાજ ન્હાના.
Now, *ad.* ( નાઉ ) હવે, હમણાં. [કરો.
May begin, *v.* ( મે બીગિન ) શરૂ
Learn, *v.* ( લર્ન ) શિખવું.
Things, *s.* ( થિંગ્ઝ ) ચીજો.
So quickly, *v.* (સો ક્વિક્લિ ) એટલી ઝડપથી. [ચીજ કરવી.
Try, *v.* ( ટ્રાઇ ) કોશેશ કરવી; તજ-
Catch, *v.* ( કૅચ ) પકડવું. [કાઢો છો.
Put out, *v.* ( પુટ આઉટ ) બહાર
To touch, *v.* ( ટુ ટચ ) અડકવાને.
I am off, ( આઇ ઍમ ઑફ ) હું નાસી જાઊં છું.
Hide, *v.* ( હાઇડ ) સંતાડવું.
Behind, *pre.* ( બીહાઇન્ડ ) પછવાડે.
Can be, *v.* ( કૅન બી ) થઇ શકે છે.
Yours, *pro.* ( યૉર્સ ) તમારી.
Great many, ( ગ્રેટ મૅનિ ) ઘણીજ.
Several, *a.* ( સેવરલ ) કેટલીક.
Hundreds, *s.* ( હન્ડ્રેડ્ઝ ) સેંકડો.
Point, *s.* ( પૉઇન્ટ ) મીંડું.
That look behind, જે વડે પછવાડે દેખાય છે.
Before, *pre.* ( બીફોર ) આગળ.
Such, *a.* ( સચ ) આવી.
Hope, *v.* ( હોપ ) આશા રાખુંછું.
Enough, *ad.* ( ઇનફ ) પુરતું.
To make you feel, ( ટુ મેક યુ ફીલ ) તમને માલુમ પડવાને માટે, તમને સમજાવવાને.

Inch, *s.* ( ઈંચ ) ઈંચ.
Foot, *s.* ( ફુટ ) ફુટ, અર્ધો ગજ.
Yard, *s.* ( યાર્ડ ) વાર.
Mile, *s.* ( માઇલ ) અર્ધ ગાઊ, મૈલ.
Gill, *s.* ( જીલ ) ૦। પૈંટ.
Pint, *s.* ( પાઇંટ ) પાઇંટ, અર્ધી બાટલી.
Quart, *s.* ( ક્વાર્ટ ) આખી બાટલી.
Gallon, *s.* ( ગૅલન ) ગ્યાલન. [ટાંક.
Ounce, *s.* ( આઊંસ ) આઊન્સ, અર્ધ-
Pound, *s.* ( પાઊંડ ) રતલ.

## માત્ર એક માખી.

(૧) હું એક ન્હાની માખી છું. હા, માત્ર એક માખી, અને તોપણ તમોએ અથવા હર કોઇએ શા સારૂં મારી સાથે ખરાબ રીતે વર્તવું જોઇએ? જો કે હું આટલી બધી ન્હાની અને નબળી છું, તોપણ હું બી ખોદાના પ્રાણીઓમાંનું એક છું, કારણ કે તેણે મને પેદા કીધી છે. (૨) તમે જોરાવર છો. હું નબળી છું. તોપણ મારા જેવા એક ન્હાના પ્રાણીને ઇજા કરવાને તમે તમારૂં જોર વાપરો એવું ખોદા ધારતો નથી. (૩) તેણે મને જીંદગી આપી, અને તે ભોગવવાને મને લાયક કીધી. ત્યારે જે જીંદગી તેણે મને આપી છે તે મને ગુજારવા દો. (૪) એક માખીનાં શરીરની અજાયબી વિષે કોઇએ તમને કદી કહ્યું છે? હું ધારતી નથી, નહીં તો મને ઈજા કરીને તમને પોતાને ખુશી કરવાને તમે કદી ધારતે નહીં. (૫) ખોદાએ મને પાંખ આપી છે, કે જે એટલી હલકી અને મારાં શરીરને સારી રીતે લાયક કીધેલી છે કે જેમ મારી મરજીમાં આવે તેમ હું આસપાસ ઉડી અથવા ફરી શકું છું. (૬) એક ન્હાના પક્ષીની માફક હું તેઓને પોહાલી કરી શકું છું અને ઉડી શકું છું, અથવા તેઓની ઘડી વ્હાલી શકું છુ અને જયાં જ્યાં મને ગમે છે, ત્યાં ત્યાં હું ફરી શકું છું. (૭) મારા પગ ઉપર કરીને અને મારૂં માથું નીચું કરીને તેબલ ઉપર અથવા જમીન ઉપર હું ચાલી શકું છું. મારે મનથી તે સઘળું સરખુંજ છે. (૮) શું તમે અજાયબ થાવો છો કે હું શા સારૂં પડી જતી નથી? મારા પગો એવી રીતે બનાવેલા છે કે તેઓને સીલિંગ સાથે મજબુત રીતે દાબી શકું છું અને ત્યાં આસપાસ ફરૂં છું. (૯) પણ હું તે કેવી રીતે કરૂં છું તે જાણવાને તમે હજી સુધી ઘણાજ ન્હાના છો. હું તે વિષે માત્ર હમણા તમને કહુંછું કે સઘળી ચીજ ખોદાએ પેદા કીધી છે તે સઘળી ચીજમા કેટલું બધું શિખવાનુ છે તે જાણવાને તમે શરૂં કરો. (૧૦) જ્યારે તમે મને પકડવાને કોશેશ કરો છો ત્યારે હું કેવી ઝડપથી ઉડી જાઉંછું, તે કેમ થાય છે તે તમે જાણો છો? જયારે બી મને અડકવાને તમે તમારો હાથ બહાર કાઢો છો ત્યારે એક પળમાં હું નાસી જાઉં છું. (૧૧) મારી પછવાડે તમારો હાથ સંતાડવાને જ્યારે તમે તજવીજ કરો છો ત્યારેબી, ન્હાના છોકરા અથવા છોકરી તમો લોકોને

હું જોઇ શકું છું. આએ કેમ થઇ શકે તે જાણવાને તમને ગમે છે? તે મને તમને કહેવા દો. (૧૨) તમે ધારો છો કે જેમ તમને માત્ર બે આંખ છે તેમ મને બી છે; પણ મને ઘણી આંખ છે, જો કે તમારી આંખો આસપાસ ફરે છે તેમ મારી આંખો ફરતી નથી. (૧૩) જે આંખો તમે મારા માથામાં જુઓ છો તે આંખો-માંની દરેક ઘણી ન્હાની ન્હાની આંખોની બનેલી છે, જો કે તેઓમાંની દરેક માત્ર એક ન્હાનું મીંડું છે તોબી તેઓમાંની કેટલાક સો છે. (૧૪) તેઓમાંની કેટલી-એકથી હું મારી આગળનું જોઉં છું અને બીજીઓથી પછવાડેનું જોઉં છું. જ્યારે તમે તમારો હાથ મારી પછવાડે મુકો છો ત્યારે જે (આંખો) પછવાડે દેખાય છે તેઓ વડે હું તમને જોઉં છું. (૧૫) આવી પાંખો, અને પગો, અને આંખો, જેમ ખોદાએ મને આપી છે તેમ જે સઘળાં ડાહ્યાં માણસો કદી બી થઇ ગયાં તેઓ તેવી બનાવી શકતે નહિ. (૧૬) હું આશા રાખું છું કે તમને માલમ પડવાને માટે મેં તમને પુરતું કહ્યું છે કે એક ન્હાની માખીને ઇજા કરવાને, તમારે કોશેશ નહિ કરવી જોઇએ.

## SHUT UP IN A CAGE.

### (શટ અપ ઇન એ કેજ) પાંજરામાં બંધ થયલું.

Shut up, *v.* (શટ અપ) બંધ કીધેલું.
Cage, *s.* (કેજ) પાંજરૂં.
Not long ago, (નૉટ લૉંગ અગો) થોડા દહાડા અગાઉ.
Was flying, *v.* (ઉવૉઝ ફ્લાઇંગ) ઉડતું હતું.
Woods, *s.* (ઉડઝ) જંગલો.
Sad, *a.* (સૅડ) દલગીર.
Lonely, *a.* (લોન્લિ) એકાંત, એકલું.
How I came to be here, (હાઉ આઇ કેમ ટુ બી હીઅર) મારૂં અહીં કેમ આવવું થયું.
Not able, (નૉટ એબ્લ) શક્તિવાન નહિ. [જતો હતો.
Was passing, *v.* (ઉવૉઝ પાસિંગ)
On his way home, (ઑન હિઝ ઉવે હોમ) તેના ઘરને રસ્તે.
Jumped, *v.* (જમ્પ્ડ) કુદયો.
Fence, *s.* (ફેન્સ) વાડ. [પકડયું.
Got hold of, *v.* (ગૉટ હોલ્ડ ઑફ)
Tried, *v.* (ત્રાઇડ) કોશેશ કીધી.
To get away, *v.* (ટૂ ગેટ અવે) નહાસી જવાને.
Wounded, *a.* (ઉન્ડેડ) ઘાયલ થયલી.
So, *ad.* (સો) તેથી, એ રીતે.
I dare say, (આઇ ડેઅર સે) હું કહેવાને હિમ્મત કરૂં છું. [નથી.
He does not mean, તેનો ઇરાદો
Unkind, *a.* (અનકાઇંડ) અકૃપાળુ, ઘાતકી. [કરે.
Would like, *v.* (ઉડ લાઇક) પસંદ

**Never** let out to play, બહાર રમવા જવા કદી નહિ દેવામાં આવે.
**Was** living, *v.* ( ઉવૉઝ લિવિંગ ) રહેતો હતો.
**Merry**, *a.* ( મેરિ ) આનંદી, ખુશી.
**Life**, *s.* ( લાઇફ ) જીંદગી.
**As** merry as myself, મારા જેવાજ આનંદી.
**Pleasant**, *a.* ( પ્લેઝન્ટ ) ખુશી ભરેલી.
**Plenty** of, ( પ્લેન્ટિ ઑફ ) ઘણાજ.
**Berries**, *s.* ( બેરિઝ ) ફળો, બોરો.
**Bushes**, *s.* ( બુશીઝ ) ઝાડીઓ.
**Spring**, *s.* ( સ્પ્રિંગ ) ઝરો.
**Clear**, *a.* ( કલીઅર ) સ્વચ્છ, સાફ.
**Near**, *pre.* ( નીઅર ) નજદીક, પાસે.
**Used** to go, ( યૂઝડ ટુ ગો ) જતાં હતાં.
**To** drink, *v.* ( ટૂ ડ્રિંક ) પીવાને.
**Knew**, *v.* ( ન્યુ ) જાણતા હતાં.
**Used** to call, ( યુઝડ ટૂ કૉલ ) કહેતા હતા. [આખી સંખ્યા.
**Quite** a number of us, અમારી
**Sipping**, *part.* ( સિપિંગ ) ચાખી ચાખીને પીતાં.
**Wish**, *v.* ( ઉવિશ ) ઇચ્છું છું.
**Old**, *a.* ( ઓલ્ડ ) જુના. [ હતો.
**Had** fallen asleep, ઉંઘમાં પડયો
**Chair**, *s.* ( ચેઅર ) ખુરસી.
**Dreaming**, *part.* ( ડ્રીમિંગ ) સ્વપ્નું જોતો. [ જોતો હતો.
**Had** been dreaming, સ્વપ્નું
**Thought**, *v.* ( થૉટ ) વિચાર્યું.
**Saying**, *part.* ( સેઇંગ ) કેહેતું.
**Dream**, *s.* ( ડ્રીમ ) સ્વપ્નું. [જાગ્યો.
**Awoke**, *v.* ( અવોક ) જાગૃત થયો,
**Looked** about, *v.* ( લુકડ અબાઉટ ) આસપાસ જોયું.
**Surprise**, *s.* ( સરપ્રાઇઝ ) અચંબો, અજાયબી. [ બેઠેલું.
**Sitting**, *part.* ( સિટિંગ ) બેસતા,
**As** before, ( ઍઝ બિફોર ) અગાઉની માફક, આગળની પેઠે.
**Still**, *con.* ( સ્ટિલ ) તોપણ.
**Good**, *a.* ( ગૂડ ) સારો.
**Mind**, *s.* ( માઇંડ ) મન. [રહીશ.
**Shall** wait, *v.* ( શૅલ ઉવેટ ) ખોટી
**Well**, *a.* ( ઉવેલ ) સારી.
**Shall** set free, ( શૅલ સેટ ફ્રી ) છુટું મુકશ.
**So**, *ad.* ( સો ) તે પ્રમાણે.
**Felt** all the happier, ઘણો વધારે આનંદ પામ્યો.
**Deed**, *s.* ( ડીડ ) કારજ, કામ.
**Had** done, *v.* ( હૅડ ડન ) કીધું હતું.
**Chisel**, *s.* ( ચિઝલ ) ફરસી.
**Trowel**, *s.* ( ટ્રૉવેલ ) થાપી.
**Plough**, *s.* ( પ્લાઉ ) હળ.
**Harrow**, *s.* ( હૅરો ) જમીન ખેડવાનું એક હથીયાર, દાંતાળો.
**Scythe**, *s.* ( સાઇધ ) દાંતરડું.
**Sickle**, *s.* ( સિકલ ) કોઇતું, દાંતરડું.

Anvil, *s.* (ઍન્વિલ) એરણ.
Forge, *s.* (ફૉર્જ) ભઠ્ઠી.
Awl, *s.* (ઑલ) આરી, ટોંચણું.
Gimlet, *s.* (ગિમલેટ) વેહ પાડવાનું હથીયાર, શાંહારડી.

---

## પાંજરામાં બંધ પડેલો.

(૧) હું પાંજરામાં બંધ પડેલું એક નાનું પક્ષી છું. થોડા વખતની વાત ઉપર હું આખો દહાડો સુખી જંગલમાં આમતેમ ઉડતું હતું; પણ હમણા મને ઉદાસ અને એકલું લાગે છે. (૨) હું અહિંયા કેમ આવવા પામ્યું તે મને તમને કહેવા દો. એક દહાડો મારી એક પાંખને ઇજા થઇ હતી, અને હું ઉડવાને અશક્ત હતું. (૩) એક છોકરો, જે નિશાળેથી ઘર પોતાને રસ્તે જતો હતો, તેણે મને જમીન ઉપર પડેલું જોયું, અને તે વાડ ઉપરથી કુદી આવ્યો, અને મને જલદીથી પકડયું. (૪) મેં નાસી જવાની કોશેશ કીધી, પણ મારી જખમી થયલી પાંખોથી મારાથી ઉડી શકાયું નહિ. તે છોકરો મને પોતાની સાથે ઘર લઇ ગયો, અને મને આ પાંજરામાં મુકયું, તેથી હું અહિંઆ છું. (૫) હું હિમતથી કહું છું કે તે ઘાટકી થવા માંગતો નથી, પણ મને અજબ લાગે છે કે તેને બંધ પડવા, અને બીજા નાના છોકરાઓ સાથે રમવાને કદી પણ બહાર નહિ કાઢે તો તેને કેમ ગમે. (૬) જ્યારે હું જંગલમાં રહેતું હતું, ત્યારે ઝાડોમાં હું આનંદી જીંદગી ગુજારતું હતું, અને વળી મારા પોતાનાજ જેવા આનંદી મિત્રો હતા. (૭) અરે, તે ખુશનુમાં જીંદગી હતી! ઝાડીઓ ઉપર પુષ્કળ કરમડાં હતાં; અને હમને સુખી કરવાને પક્ષીઓ જે દરેક ચીજ ઇચ્છે તે હમને મળતી હતી. (૮) વળી જંગલની નજદીક સ્વચ્છ પાણીનો એક સુંદર ઝરો હતો, કે જ્યાં હમે પાણી પીવાને જતા હતા. તે છોકરાઓ તે જગા જાણતા હતા, અને તેને પક્ષીનો ઝરો કહેતા હતા. (૯) તમે ત્યાં એકી વખતે સંખ્યાબંધ પક્ષીઓને સ્વચ્છ પાણી ધીમે ધીમે પીતાં વારંવાર જોયાં હશે. (૧૦) અરે, જંગલમાં મારાં અસલનાં ઘરમાં મને પાછું જવા દેવાને તે નાના છોકરાને કોઇ કહે તો ઘણું સારૂં! (૧૧) તે છોકરો ખુરશી ઉપર ઉંઘમાં પડગો હતો, અને સ્વપ્નું જોતો હતો. તેણે વિચારયું કે તેણે તે પક્ષીને આ સઘળું કહેતાં સાંભળ્યું હતું; પણ તે તો માત્ર એક સ્વપ્નું હતું. (૧૨) જ્યારે તે જાગી ઉઠયો ત્યારે તેણે અજાયબીથી આમતેમ જોયું અને ત્યાં તેણે તે નાના પક્ષીને અગાઉની માફક ઉદાસ અને એકલું બેઠેલું જોયું. (૧૩) તમારા ધારવા પ્રમાણે તેણે શું કહ્યું? તેણે કહ્યું, ઠીક, જોકે હું માત્ર સ્વપ્નું જોઉં છું, તો પણ મારા સ્વપ્નાએ મારા મગજમાં એક સારો

વિચાર મુકયો છે. (૧૪) જ્યાં સુધી તે નાના પક્ષીની પાંખ સાજી થશે ત્યાં સુધી હું થોભીશ, અને ત્યાર પછી હું તેને છુટો કરીશ. અને તેણે તે પ્રમાણે કીધું, અને જે સારૂં કામ તેણે કીધું હતું, તેને માટે તેને તદન વધારે સુખ ઉપજ્યું.

## WILLIE'S ROBIN.

## (ઉવિલીઝ રૉબિન) ઉવિલીનું રૉબિન પક્ષી.

Quiet, *ad.* (ક્વાઅટ) છાની રીતે.
Slow, *ad.* (સ્લો) ધીમેથી.
Feathery, *a.* (ફેધરિ) પીછાંવાળું.
Snow, *s.* (સ્નો) બરફ.
Lane, *s.* (લેન) ગલી.
Hedge, *s.* (હેજ) ઝાડી.
Willie's, *s.* (ઉવિલીઝ) ઉવિલીનું.
Ledge, *s.* (લેજ) કોર.
Roof, *s.* (રૂફ) છાપરૂં.
Above, *pre.* (અબવ) ઉપર.
Garden-bed, *s.* (ગાર્ડન બેડ) બાગમાંનો ક્યારો.
To-morrow, *ad.* (ટુ મૉરો) આવતી [કાલે.
At sunrise, (ઍટ સનરાઇઝ) સૂર્ય ઉગતી વેળાએ, પરોઢીએ, બામદાદે.
Opes, *v.* (ઓપ્સ) ઉઘાડે છે.
Road, *s.* (રોડ) રસ્તો.
Street, *s.* (સ્ટ્રીટ) મોહોલ્લો.
Will be, *v.* (ઉવિલ બી) થશે.
Great, *a.* (ગ્રેટ) મોટો.
Snowy, *a.* (સ્નોઇ) બરફવાળું.
Sheet, *s.* (શીટ) ચાદર.
Plant, *s.* (પ્લૅન્ટ) રોપો.
Tree, *s.* (ટ્રી) ઝાડ.
White, *a.* (વ્હાઇટ) સફેદ.
Flying, *part.* (ફ્લાઇંગ) ઉડતો.
Hunger, *s.* (હંગર) ભુખ.
Brave, *a.* (બ્રેવ) બહાદુર.
Bold, *a.* (બોલ્ડ) હિમ્મતવાન.
Cold, *a.* (કોલ્ડ) ઠંડો.
Shall we let him go? શું આપણે તેને જવા દઇશું?
Hungry, *a.* (હંગ્રિ) ભુખ્યો.
Across, *pre.* (ઍક્રૉસ) પેલીમેર.
Willie's-Willie is, (ઉવિલીઝ) ઉવિલી છે.
Glad, *a.* (ગ્લૅડ) ખુશી.
To share, *v.* (ટૂ શેઅર) વહેંચી લેવાને.
Half, *a.* (હાફ) અડધી, અર્ધા.
Bread, *s.* (બ્રેડ) રોટલી.
Without, *pre.* (ઉવિધાઉટ) વગર.
Breakfast, *s.* (બ્રેક ફાસ્ટ) નાસ્તો.
Rather, *ad.* (રાધર) વધારે ખુશીથી.
Treat, *v.* (ટ્રીટ) વર્તવું, ચાલ ચલાવવી.
So long, (સો લૉંગ) આટલો લાંબો વખત સુધી.
Hopped, *v.* (હૉપ્ડ) કુદયું.
Cheerful, *a.* (ચીયરફુલ) આનંદી, ખુશ કરે એવું.
Sang, *v.* (સૅંગ) ગાયું.

Song, *s.* ( સૉંગ) ગીત, ગાયણુ.
Painter, *s.* (પેન્ટર) રંગનાર, ચીતારો.
Printer, *s.* (પ્રિંટર) છાપનાર.
Spinner, *s.* (સ્પિનર) કાંતનાર.
Weaver, *s.* (ઉવીવર) વણનાર, વણકર. [ફોડો.
Mason, *s.* (મેસન) કડીઓ, ઘોંડ-
Joiner, *s.* (જૉઇનર) સુથાર.
Soldier, *s.* (સોલ્જર) લશ્કરી સિપાઇ.
Sailor, *s.* (સેલર) ખલાસી, ખારવો.
Porter, *s.* (પોર્ટર) હમાલ, માલ લઇ જનાર, હેલકરી.
Policeman, *s.* (પોલિસમૅન) પોલીસનો ઓધો ધરાવનાર માણસ.

## ઉવિલિનું રૉબિન પક્ષી.

(૧) ધીમેથી અને ગુપચુપ, ધીમેથી અને આસ્તેથી, ગલી ઉપર અને વાડ ઉપર, અને ઉવિલિની બારીની કોર ઉપર, પીછાં જેવું બરફ પડે છે; તેના માથાં ઉપરનાં છાપરાં ઉપર અને તેના નાના બાગના ક્યારા ઉપર પડે છે. (૨) અને આવતી કાલે સુર્ય ઉગતી વખતે, જ્યારે મારો ઉવિલિ પોતાની આંખ ઉઘાડશે, ત્યારે ખેતર અને બાગ, રસ્તો અને મહોલ્લો, એક મોટી બરફની ચાદર બનશે; દરેક રોપો અને વાડ અને ઝાડ જેટલું થઇ શકે તેટલું સફેદ થશે. (૩) અને ઝાડ ઉપરથી નીચે ઉડી આવતાં, બારી આગળ, ભુખથી બહાદુર અને હિમતવાન બનેલાં ઉવિલિનાં રૉબિનને—અરે, એટલું ઠંડુ જોઇશું! શું આપણે તેને પાછું ફરીથી બરફની પેલે પાર ભુખ્યું જવા દઇશું? (૪) નહિ, નહિ! ઉવિલિ રૉબિન સાથે પોતાની રોટલી અરધી અરધ વહેંચી લેવાને રાજી છે. રૉબિન પક્ષી, કે જે આટલો લાંબો વખત સુધી કુદયું અને પોતાનુ આનંદી ગીત ગાયું, તેની સાથે આવી રીતે વરતવાને બદલે, પોતાના નાસતા વગર ખુશીથી જશે.

## HENRY'S PIGEON.

### (હેનરીઝ પિજન) હેનરીનું કબુતર.

Pigeon, *s.* (પિજન) કબુતર.
I am sure, મારી ખાતરી છે.
Tame, *a.* (ટેમ) પળાયલા.
Like, *v.* (લાઇક) ચાહે છે, પસંદ કરે છે.
To live, *v.* (ટુ લિવ) રહેવાને.
Near, *pre.* (નીઅર) નજદીક.
Farm-houses, *s.* (ફાર્મ હાઉસીઝ) ખેતરોની નજદીકના ઘરો.
Even, *ad.* (ઇવન) વળી.
Towns, *s.* (ટાઉન્સ) શેહેરો.
It may be, એમ બને, એમ હોય.
Of your own, તમારા પોતાના.
Cousin, *s.* (કઝિન) પિતરાઇ.

**City**, *s.* ( સિટિ ) શેહેર.
**Country**, *s.* ( કન્ટ્રિ ) ગામ.
**Now**, *ad.* ( નાઉ ) હવે.
**Not just like the ones**, બરાબર કબુતરોના જેવું નહિ.
**Kind**, *s.* ( કાઇન્ડ ) જાત.
**Easily**, *ad.* (ઇઝિલિ) સેહેલાઇથી.
**Can find**, *v.* ( કૅન ફાઇંડ ) શોધી શકેછે.
**Way**, *s.* ( ઉવે ) રસ્તો.
**Are taken**, *v.* ( આર ટેકન ) લઇ જવામાં આવે છે.
**Far away**, *ad.* (ફાર અવે) દુર.
**People**, *s.* ( પીપ્લ) લોકો.
**Teach**, *v.* ( ટીચ ) શિખવે છે.
**These**, *a.* ( ધીઝ ) આ.
**To carry**, *v.* ( ટુ કૅરિ ) લઇ જવાને.
**Letters**, *s.* ( લેટર્ઝ ) કાગળો.
**Think**, *v.* ( થિંક ) વિચાર કરો.
**A great deal**, (એ ગ્રેટ ડીલ) ઘણુંજ.
**High**, *ad.* ( હાઇ ) ઉંચે.
**Air**, *s.* ( એર ) હવા.
**Over**, *pre.* ( ઓવર ) ઉપર.
**Hills**, *s.* ( હિલ્ઝ ) ટેકડીઓ.
**Woods**, *s.* ( ઉડઝ ) જંગલો.
**Rivers**, *s.* ( રિવર્ઝ ) નદીઓ.
**Straight**, *ad.* ( સ્ટ્રેટ ) સીધું.
**Tied**, *v.* ( ટાઇડ ) બાંધ્યું.
**Neck**, *s.* ( નેક ) ગરદન.
**Went**, *v.* ( ઉવેન્ટ ) ગયો. [મુલાકાતે.
**On a visit**, ( આન એ વિઝિટ )
**Carried**, *v.* ( કૅરિડ ) લઈ ગયો.
**Master**, *s.* ( માસ્ટર ) શેઠ.
**Rode**, *v.* ( રોડ ) મુસાફરી કરી ગયાં.
**Railway train**, *s.* ( રેલવે ત્રેન ) આગગાડી.
**Knew**, *v.* ( ન્યુ ) જાણ્યું.
**Next**, *a.* ( નેક્સ્ટ ) બીજી.
**Morning**, *s.* ( મૉરનિંગ ) સહવાર.
**Wrote**, *v.* ( રોટ ) લખ્યો.
**Mother**, *s.* ( મધર ) મા.
**Set free**, ( સેટ ફ્રી ) છુટું મુકયું.
**Flew**, *v.* ( ફ્લ્યુ ) ઉડયું.
**Arrow**, *s.* ( ઍરો ) બાણ, તીર. [શકયે.
**Could write**, *v.* ( કુડ રાઇટ ) લખી
**Very well**, *v.* ( વેરિ ઉવેલ ) ઘણીજ સારી રીતે.
**Was glad**, ખુશી હતો.
**Send**, *v.* ( સેન્ડ ) મોકલવું.
**Happy**, *a.* ( હૅપિ ) સુખી.
**Dear**, *a.* ( ડીઅર ) વ્હાલી.
**Cousin George's** (કઝિન જર્યોર્જીઝ ) પિતરાઇ જર્યોર્જનું ઘર.
**Uncle**, *s.* ( અંકલ ) કાકો.
**Very kind**, (વેરિ કાઇંડ) ઘણો માયાળુ.
**Do want**, ( ડુ ઉવૉન્ટ ) માંગું છું.
**Little sister May**, નાની બેહેન મે.
**Loving**, *a.* ( લવિંગ ) ચહાતો.
**Son**, *s.* ( સન ) દીકરો.
**To get**, *v.* ( ટુ ગેટ ) લાવવાને.
**To get her little boy's letter**, પોતાના ન્હાના છોકરાનું કાગળ લાવવાને.
**Indeed**, *ad.* ( ઇન્ડીડ ) ખરેખર.

Teacher, *s.* ( ટીચર ) શિક્ષક.
Scholar, *s.* ( સ્કૉલર ) નિશાળીઓ.
Master, *s.* ( માસ્ટર ) શેઠ.
Mistress, *s.* ( મિસ્ટ્રેસ ) શેઠાણી.
King, *s.* ( કિંગ ) રાજા.
Queen, *s.* ( ક્વીન ) રાણી.
Prince, *s.* ( પ્રિન્સ ) રાજાનો છોકરો, રાજકુંવર.
Princess, *s.* ( પ્રિન્સિસ ) રાજકુંવરી, શાહાઝાદી.
Doctor, *s.* ( ડૉક્ટર ) વૈદ, હકીમ.
Lawyer, ( લૉયર ) વકીલ.

## હેનરીનું કબુતર.

( ૧ ) કબુતર કેવું સુંદર પક્ષી છે! મારી ખાતરી છે કે તમે સઘળાંઓએ કબુતર જોયાં છે, કારણ કે તેઓ ઘણાં હળી ગયલાં પક્ષીઓ હોય છે. ( ૨ ) તેઓ ખેતરના ઘરોની નજદીક અને વળી શહેરોમાં રહેવા ચાહે છે. કદાચ તમારામાના કેટલાકની પાસે તેના પોતાના કબુતરો હશે. ( ૩ ) નાના હેનરી ફ્રેસ્ટર પાસે એક કબુતર હતું કે જે તેને તેના પીત્રાઇ જ્યૉર્જે આપ્યું હતું. હેનરી શહેરમાં રહેતો હતો, પણ તેના પીત્રાઇ જ્યૉર્જનું ઘર ઘણા માઇલ દુર ગામડામાં હતું. ( ૪ ) હવે હેનરીનું કબુતર, જે કબુતરો તમે આમ તેમ ઉડતા જુઓ છો, તેવું ન હતું. તે એક એવી જાતનું કબુતર હતું, કે જેને જ્યારે ઘણે દુર પણ લઇ જવામાં આવે ત્યારે સહેલાઇથી ઘર તરફનો પોતાનો રસ્તો શોધી શકે છે. ( ૫ ) લોકો કોઇ કોઇ વખત આ પક્ષીઓને કાગળો લઇ જતાં શીખવે છે. તેનો વીચાર કરો. શું એક પક્ષીને માટે તે ઘણુંજ નથી? ( ૬ ) હવામાં ઉંચે ટેકરીઓ ઉપર, અને જંગલોમાં અને નદીઓમાં, હેનરીનું કબુતર, જેબી કાગળ તમે તેની ગરદને બાંધો તે લઇને સીધું ઘર તરફ ઉડી આવે. ( ૭ ) એક દહાડો હેનરિ પોતાના પિત્રાઇની મુલાકાતે ગયો. તે પોતાની સાથે પોતાના સુંદર કબુતરને લઇ ગયો. ( ૮ ) તે કબુતર અને તેના નાના શેઠે એક આગગાડીમાં ઘણા માઇલ મુસાફરીકીધી; પણ હેનરિ જાણતો હતો કે આ પક્ષી સહેલાઇથી ઘર તરફનો રસ્તો શોધી શકશે. ( ૯ ) તેથી બીજી સહવારે હેનરીએ પોતાની માય ઉપર એક પત્ર લખ્યો, તે કબુતરની ગરદને બાંધ્યો, અને તે પક્ષીને છુટું મુકયું. તે એક તીરની માફક ઉડી ગયું. ( ૧૦ ) હેનરિને ઘણી સારી રીતે લખતાં આવડતું હતું; અને પોતે સુખી હતો, તે જણાવવાને પોતાની માય ઉપર એક કાગળ લખવાને ખુશી હતો. ( ૧૧ ) હવે આપણે જોઇએ કે હેનરિએ શું લખ્યું તે સઘળું તે કાગળમાં છે, કે જે તમે તે કબુતરની ગરદને બાંધેલું જુઓછો. વહાલાં માય,

હવે હું પિત્રાઇ જ્યૉર્જને ઘર સલામત અને સારી કાની છું. હું ઘણો સુખી છું. અને કાકા ઘણા સુખી છે. પણ હું તમને બધાંને,—તમને અને વહાલા બાવાને

અને નાની બેન મેને જરૂર મળવા માગું છું. તેથી હું આવતી કાલે ઘર આવીશ.

તમારો વહાલો દીકરો
હેન્રિ.

(૧૨) શું તમે નથી ધારતા કે હેનરિની માય તે કબુતરને ઘર આવતાં જોઇને, અને પોતાના નાના છોકરાનું કાગળ મેળવવાથી ખુશી થઇ? ખરેખર તેણી ખુશી થઇ.

## THE FARMER'S FRIENDS.

## (ધી ફારમર્સ ફ્રેન્ડઝ) ખેડુતના સોબતીઓ.

**Near**, *pre.* (નીઅર) નજદીક.
**Farm** yard, *s.* (ફાર્મ યાર્ડ) ખેતરનો વાડો.
**Horse**, (હૉર્સ) ઘોડો.
**Cow**, (કાઉ) ગાય.
**Sheep**, *s.* (શીપ) મેંઢું.
**Fed** together, (ફેડ ટુગેધર) સાથે ખાતાં હતાં.
**But**, *con.* (બટ) પણ.
**For**, *con.* (ફૉર) કારણ કે.
**Honour**, *s.* (ઑનર) માન.
**Was** too proud to go near the cow or the sheep, એટલો તો મગરૂર હતો કે તે ગાય અથવા મેંઢાં આગળ જતો નહિ હતો.
**Bear**, *v.* (બેર) લઇ જવું.
**Back**, *s.* (બૅક) પીઠ.
**Children**, *s.* (ચિલ્ડ્રૅન) બચ્ચાંઓ.
**Take** out for a drive, ગાડીની સહેલ માટે બહાર લઇ જાઉં છું.
**Held**, *v.* (હેલ્ડ) રાખ્યું.

Held his head very high, પોતાનું માથું ઘણું ઉંચે રાખ્યું, એટલે પોતાને ઘણો મોટો ધાર્યો. [ગયો.
Walked off, (ઉવૉકડ ઑફ) ચાલી
Side, *s.* (સાઇડ) બાજુ.
Would not have to mix ભેલાવું નહિ પડે. [સાથીઓ.
Companions, *s.* (કમ્પૅનિઅન્સ)
To eat, *v.* (ટુ ઇટ) ખાવું.
Milk, *s.* (મિલ્ક) દુધ.
Drinks, *v* (ડ્રિંક્સ) પીએ છે.
Cream, *s.* (ક્રીમ) મલાઇ.
Tea, *s.* (ટી) ચા.
Butter, *s.* (બટર) માખણ.
Cheese, *s.* (ચીઝ) પનીર.
Did, *v.* (ડિડ) કીધું.
Not, *ad.* (નૉટ) નહિ.
Mind, *v.* (માઇંડ) દરકાર કરવી, ધ્યાન આપવું.
Did not mind, ધ્યાન આપ્યું નહિ, દરકાર કીધી નહિ.

Tried, *v.* ( ટ્રાયડ ) કોશેશ કીધી.
To hold, *v.* ( ટુ હોલ્ડ ) રાખવાને.
More useful, ( મૉર યુસફુલ ) વધારે ઉપયોગી.
Either, *a.* ( ઇધર ) બેમાંનું એક.
Them, *pro.* ( ધેમ ) તેમને.
Wool, *s.* ( ઉલ ) ઉન.
Warm, *a.* ( ઉૉર્મ ) ગરમ.
Clothes, *s.* ( ક્લોધ્ઝ ) કપડાંઓ.
Blankets, *s.* ( બ્લૅન્કેટસ ) ધાબળીઓ.
Carpets, *s.* ( કારપેટસ ) ગાલીચાઓ.
Would keep, *s.* ( ઉડ કીપ ) રાખે.
Themselves, *pro.* ( ધેમસેલ્વ્ઝ ) પોતાને.
Would keep themselves warm, તેઓ ગરમ રહે.
Grows, *v.* ( ગ્રોઝ ) થાય છે.
Without a ride, ઘોડાપર બેસીને ફરવા ગયા વગર.
Clothes, *s.* ( ક્લોધ્ઝ ) પેહેરવાના કપડાં.
Clothing, *s.* ( ક્લોધિંગ ) કપડાં.
Cock-a-doodle-do; (કૉક એ ડુડલ ડુ) કુકરે કુક, મરઘાનું બોલવું.
Cried, *v.* (ક્રાઇડ ) બોલ્યો.
Cock, *s.* ( કૉક ) મરઘો.
Stood, *v.* ( સ્ટુડ ) ઉભો રહયો.
Crowed, *v.* ( ક્રોડ ) વાસ્યો.
Aloud, *ad.* ( ઍલાઉડ ) મોટેથી.
Might hear, *v.* ( માઇટ હીઅર ) સાંભળે.
Get up, *v.* ( ગેટ અપ) ઉઠું છું.

First, *ad.* ( ફર્સ્ટ ) પહેલો.
As soon as, (ઍઝ સુન ઍઝ) જેવો.
Rises, *v.* (રાઇઝીઝ ) ઉગે છે.
To bid, *v.* (ટુ બિડ ) હોકમ કરવાને, ફરમાવવાને.
Awake, *v.* ( અવેક ) ઉઠવા.
Hen, *s.* ( હેન ) મરઘી.
Cluck, *s.* (કલક) કૉક, કૉક, મરઘીની પેઠે અવાજ કહાડવો તે.
Was walking, *v.* (ઉૉઝ ઉૉકિંગ) ચાલતી હતી.
Chickens, *s.* (ચિકન્સ ) મરઘીના બચ્ચાં, પીલાં.
To find, *v.* (ટુ ફાઇંડ ) શોધી કાઢવાને.
Almost, *ad.* (ઑલ્મોસ્ટ) ઘણું ખરૂં.
Lay, *v.* ( લે ) મુકું છું.
Nice, *a.* ( નાઇસ ) સુંદર, મજાનું.
Fresh, *a.* ( ફ્રેશ ) તાજું.
Egg, *s.* (એગ) ઈંડું. [ચાલી શકે નહિ.
Could not get on well, બરોબર
Cat, *s.* ( કૅટ ) બિલાડી.
Ran, *v.* ( રૅન ) દોડી.
Out, *ad.* ( આઉટ ) બહાર.
Out of, ( આઉટ ઑફ ) માંથી.
Keep, *v.* ( કીપ ) રાખું છું.
Mice, *s.* ( માઇસ ) ઉંદરો.
Bread, *s.* ( બ્રેડ ) રોટલી.
Corn, *s.* ( કૉર્ન ) અનાજ.
Dog, *s.* ( ડૉગ ) કુતરો. [ખડો.
Kennel, *s.* ( કેનલ ) કુતરાંનું રહેઠાણ,
Hear, *v.* ( હીઅર ) સાંભળો.

Work, *s.* (ઉર્વ્ક) કામ.
Watch, *v.* ( ઉવૉચ) તપાસું છું, સંભાળું છું.
Thieves, *s.* ( થીવ્ઝ ) ચોરો.
Stealing, *part.* ( સ્ટીલિંગ ) ચોરતાં.
Goods, *s.* ( ગૂડસ ) માલ.
Where would you all be but for me, મારા વગર તમારા સઘળાંનું શું થાય.
Farmer, *s.* ( ફારમર ) ખેડુત.
Were cared for, ની સંભાળ રાખવામાં આવી હતી.
Threw, *v.* ( થ્રીયુ ) નાખ્યાં. [ભરીને.
Handful of, ( હૅન્ડફુલ ઑફ્ ) મુઠો
Fowls, *s.* ( ફાઉલ્ઝ ) મરઘાંઓ.
Placed, *v.* ( પ્લેસ્ડ ) મુક્યું.
Cup, *s.* ( કપ ) પ્યાલું.
Bone, *s.* ( બોન ) હાડકું.
Thus, *ad.* ( ધસ ) આ પ્રમાણે.
Showed, *v.* ( શોડ ) દેખાડયું.
Thought, *v.* ( થૉટ ) વિચાર્યું.

## ખેડુતના મિત્રો.

( ૧ ) એક ખેતરના ચોકની નજદીક એક ખેતર હતું, કે જેમાં એક ઘોડો, એક ગાય, અને એક મેંઢું વારંવાર સાથે ચરતાં હતાં. ( ૨ ) પણ તે ઘોડો એટલો તો મગરૂર હતો કે તે ગાય અથવા તે મેંઢાંની નજદીક જતો ન હતો, કારણ કે, તે કહેતો હતો કે શું મને મારા શેઠને મારી પીઠ ઉપર લઇ જવાનું માન નથી? અને શું હું મારી શેઠાણી અને તેણીનાં છોકરાંને ગાડીમાં ફરવા નથી લઇ જતો? ( ૩ ) અને તેથી તે પોતાનું માથું ઘણું ઉંચું રાખતો હતો, અને તે ખેતરની બીજી બાજુએ ચાલી જતો હતો, કે જ્યાં તેણે તેના સાથીઓ સાથે ભેળાવું ન પડે. ( ૪ ) તે ગાય એટલી તો મગરૂર હતી કે તે મેંઢાં સાથે ખાતી ન હતી, કારણ કે તે કહેતી હતી કે શું હું મારા શેઠને જે દુધ તે પીયે છે તે નથી આપતી? અને હું તેને મલાઇ આપું છું, કે જે તે પોતાની ચામાં અને કાફીમાં નાંખે છે, વળી મારાં દુધમાંથી તેને માખણ અને પનીર મળે છે, કે જેનો તે એટલો બધો શોખીન છે. ( ૫ ) તે મેંઢું પોતાનાં બે સોબતીઓની કાંઇ દરકાર કરતું ન હતું, કે જેઓ પોતાનાં માથાં એટલે ઉંચે રાખતાં હતાં. તે જાણતું હતું કે તે તેઓમાંના કોઇના બી કરતાં વધારે ઉપયોગી થઇ પડશે. ( ૬ ) તે કહેતું હતું કે શું હું મારા શેઠ અને શેઠાણીને, અને તેઓનાં સઘળાં છોકરાંઓને ઉન નથી આપતું, કે જેમાંથી ગરમ કપડાં, અને ધાબળીઓ, અને સેતરંજીઓ, અને બીજી ઘણીક ચીજો બને છે? ( ૭ ) હું અજબ થાઉં છું કે જો તેઓને નરમ ઉન, કે જે મારી પીઠ ઉપર ઉગે છે, તે ન મળે તો, તેઓ લાંબા ટંડા શિયાળામાં પોતાને હુંફાળાં કેમ રાખી શકે. ( ૮ ) મારા શેઠ અને શેઠાણીને સ્વારી વગર ચાલે, અને તેઓને દુધ અને માખણ અને પનીર

વગર ચાલે, પણ તેઓને ગરમ કપડાં વગર કદી ચાલે નહિ. ( ૯ ) મરઘો બોલ્યો, કુકરે કુક. તે ખેતરનાં વાડામાં ઉભો, અને મોટેથી કુકરે કુક કીધું, કે જેથી સઘળાઓ તે સાંભળે. ( ૧૦ ) કુકરે કુક, હું કેવો ઉપયોગી છું ! હું હમેશાં પહેલો ઉઠું છું; અને જેવો સુરજ ઉગે છે, તેવોજ ઘરનાં સઘળાંને જાગવા કહેવાને હું કુકરે કુક કરૂં છું. ( ૧૧ ) વાડામાંથી મરઘી બોલી, કલક ! કલક ! કલક ! તેણી પોતાના ત્રણ સુંદર નાનાં પીલાં સાથે આમ તેમ ચાલતી હતી, અને તેઓને માટે કાંઇ ખોરાક શોધવાની કોશેશ કરતી હતી. ( ૧૨ ) કલક ! કલક ! કલક ! હું તમારાં કરતાં વધારે ઉપયોગી છું. લગભગ દરરોજ હું મારા શેઠના નાસ્તાને માટે એક સુંદર તાજું ઈંડું મુકું છું. ( ૧૩ ) ત્યાર પછી વિચાર કરો કે હું મારી શેઠાણીને કેટલી ઉપયોગી છું. કેટલી બધી સુંદર ચીજો તેણી પોતાનાં બચ્ચાંને માટે મારાં ઇંડાંવડે બનાવે છે. તેણીને ઈંડાં વગર બરાબર ચાલે નહિ. ( ૧૪ ) જ્યારે બિલાડી, પોતે શું કરી શકે તે કહેવાને ઘરની બહાર દોડી ગઇ, ત્યારે તેણી બોલી, મ્યાઉ, મ્યાઉ, મ્યાઉ ! ( ૧૫ ) મ્યાઉ ! મ્યાઉ ! મ્યાઉ ! હું ઉંદરોને રોટલી અને પનીર અને અનાજથી દુર રાખું છું. ( ૧૬ ) જ્યારે કુતરાએ પોતાનું માથું પોતાના ઘરની બહાર કાઢયું, ત્યારે તે બોલ્યો, બાઉ ! વાઉ ! વાઉ ! મને જે કહેવું છે તે સાંભળો, અને પછી તમે જાણશો કે કામ શું છે. ( ૧૭ ) હું ઘર તપાસું છું, અને મારા શેઠનો માલ ચોરી જતાં ચોરોને અટકાવું છું. મારા વગર તમે સઘળાં કયાં હતે ? ( ૧૮ ) એટલામાં તે ખેડુત ખેતરમાંથી વાડામાં આવ્યો, કે જયાં તે જોવા ગયો હતો કે તે ઘોડાની, ગાયની, અને મેંઢાંની સંભાળ લેવામાં આવતી હતી. ( ૧૯ ) તેણે એક મુઠો ભરીને અનાજ મરઘાં બટકાંને નાંખ્યો, અને બિલાડીને માટે દુધનું એક પ્યાલું મુકયું. ત્યાર પછી તેણે તે કુતરાને એક હાડકું આપ્યું. આ પ્રમાણે તેણે બતાવ્યું કે તે ધારતો હતો કે તેઓમાંનું દરેક તેની પોતાની રીતે ઉપયોગી હતું.

## I AM OLD NOW.

## ( આઇ ઍમ ઓલ્ડ નાઉ ) હું હવે બુઢો છું.

| | |
|---|---|
| Old, *a.* ( ઓલ્ડ ) બુઢો. | Well, *ad.* ( વેલ ) સારી રીતે. |
| Still, *ad.* ( સ્ટિલ ) હજીસુધી. | Young, *a.* ( યંગ ) જુવાન. |
| Master, *s.* ( માસ્ટર ) શેઠ. | Strong, *a.* ( સ્ટ્રૉંગ ) મજબુત. |
| Kind, *a.* ( કાઇંડ ) માયાળુ. | Remember, *v.* (રીમેમ્બર) યાદ છે. |
| Knows, *v.* ( નોઝ ) જાણે છે. | Used to play, ( યુઝ્ડ ટુ પ્લે ) રમતા હતા. |
| Served, *v.* ( સર્વ્ડ ) ચાકરી કીધી. | |

Many a race we had, અમે ઘણી એક સરતો રમ્યા હતા.
Over, *pre.* ( ઓવર ) ઉપર.
Grass, *s.* ( ગ્રાસ ) ઘાસ.
Always, *ad.* ( ઑલ્વેઝ ) હમેશાં.
Beat, *v.* ( બીટ ) મારતો હતો.
Did not deserve, ( ડિડ નૉટ ડીઝર્વ ) લાયક નહિ હતો.
To be beaten, *v.* ( ટુ બી બીટન ) માર ખાવાને.
Ready, *a.* ( રેડી ) તૈયાર.
Wishes, *v.* ( ઉવિશીઝ ) ઇચ્છો છે.
Did my best, મારાથી બનતી કોશેશ કીધી.
To learn, *v.* ( ટુ લર્ન ) શિખવાને.
Was teaching, *v.* (ઉવૉઝ ટીચિંગ) શિખવતો હતો.
Any thing, *s.* ( ઍનિ થિંગ ) કાંઇ બી ચીજ. [ જોયું.
Looked up, *v.* ( લુકડ અપ ) ઉંચે
Face, *s.* ( ફેસ ) ચેહેરો.
Tried, *v.* ( ટ્રાઇડ ) કોશેશ કીધી.
All I could, ( ઑલ આઇ કુડ ) જે સઘળું મારાથી બની શકયું તે.
To find out, *v.* ( ટુ ફાઇન્ડ આઉટ ) શોધી કાઢવાને. [ ચાહતો.
Wanted, *v.* ( ઉવૉન્ટેડ ) માંગતો,
Once, *ad.* ( ઉવન્સ ) એક વખત.
Forgot, *v.* (ફરગૉટ) ભુલી જતો હતો.
Used to trot, *v.* ( યુઝડ ટુ ટ્રૉટ ) કુદતો જતો.
Big, *a.* ( બિગ ) મોટો.
To meet, *v.* ( ટુ મીટ ) મળવાને.
Coming, *part.* (કમિંગ) આવતો.
Often, *ad.* ( ઑફન ) વારંવાર.
Gave, *v.* ( ગેવ ) આપ્યો.
Bag, *s.* ( બૅગ ) કોથળો.
Books, *s.* ( બુકસ ) ચોપડીઓ.
To carry for him, તેને બદલે લઇ જવાને.
Proud, *a.* ( પ્રાઉડ ) મગરૂર.
I was very proud, હું ઘણી મોટાઇ માનતો હતો.
Was sitting out, બહાર બેઠો હતો.
Biscuit, *s.* ( બિસ્કિટ ) બિસ્કોટ.
Hungry, *a.* ( હંગ્રિ ) ભુખ્યો.
To seize, *v.* ( ટુ સીઝ ) પકડવાને.
Was lying, *v.* ( ઉવૉઝ લાઇંગ ) પડેલો હતો.
Stranger, *a.* (સ્ટ્રેન્જર ) પારકો.
Jumped up, *v.* ( જમ્પ્ડ અપ ) કુદયો.
To defend, *v.* (ટુ ડીફેન્ડ) બચાવવાને
To get, *v.* ( ટુ ગેટ ) મેળવવાને.
Neck, *s.* ( નેક ) ગરદન. [ગરદનમાંથી.
By the neck, ( બાઇ ધી નેક )
Pulled, *v.* ( પુલ્ડ ) ખેંચી કાઢયો.
Fierce, *a.* (ફીઅર્સ) ઝનુની, ખુનખાર.
Fight, *s.* ( ફાઇટ ) લડાઇ.
In the end, ( ઇન ધી એન્ડ ) છેહલે સરવાળે, અંતે.
Beat, *v.* ( બીટ ) હરાવ્યો.

Cries, *s.* ( ક્રાઇઝ ) બુમો.
Brought, *v.* ( બ્રૉટ ) લાવી.
Saved, *v.* ( સેવ્ડ ) બચાવી. [પામવાથી.
Being hurt, ( બીઇંગ હર્ટ ) ઇજા
Greatly, *ad.* ( ગ્રેટલિ ) ઘણોજ.
Pleased, *v.* ( પ્લીઝડ ) ખુશી થઇ.
Told, *v.* ( ટોલ્ડ ) કહ્યું.
Liked, *v.* ( લાઇક્ડ ) ચાહ્યા.
Since then, (સિન્સ ધેન) તે વખત પછીથી, તે વખતથી હમણા સુધી.
Happy, *a.* ( હૅપિ ) સુખી.
Years, *s.* ( ઇઅર્ઝ ) વરસો.
I have had many happy years, મેં ઘણા સુખી વરસ કાઢ્યા છે.
Used to do, (યુઝડ ટુ ડુ) કરતો હતો.
Hangs, *v.* (હૅંગ્ઝ) તાંગેલી છે.
Room, *s.* ( રૂમ ) ઓરડો.
Looked, *v.* ( લુક્ડ ) દેખાતો હતો.
Handsome, *a.* ( હૅન્ડસમ ) દેખાવડો, ખુબસુરત, સુંદર.
Hardly, *ad.* ( હાર્ડલિ ) કદાચજ.
Would know, *v.* (વુડ નો) ઓળખો.
Ought to be, *v.* ( ઑટ ટુ બી ) થવું જોઇએ.
Thankful, *a.* ( થૅંકફુલ ) આભારી.
Faithful, *a.* ( ફેથફુલ ) નીમકહલાલ.
Servant, *s.* ( સર્વન્ટ ) ચાકર.
Though, *con.* ( ધો ) જોકે.
Black, *a.* ( બ્લૅક ) કાળો.
White, *a.* ( હ્વાઇટ ) સફેદ.
Blue, *a.* ( બ્લુ ) બ્લુ
Green, *a.* ( ગ્રીન ) લીલું.
Gray, *a.* ( ગ્રે ) કાબરચિત્રું.
Brown, *a.* (બ્રાઉન) ભુરૂં. [રંગનું.
Orange, *a.* ( ઑરેન્જ ) નારંગીના
Yellow, *a.* ( યલો ) પીળું. [રંગનું.
Crimson, *a.* ( ક્રિમઝન ) કિરમજી
Purple, *a.* ( પર્પલ ) જાંબુડો.

## હવે હું બુઢો થયો છું.

( ૧ ) હવે હું એક બુઢો કુતરો થયો છું, અને ઘણા કામનો નથી, પણ તોબી મારો શેઠ મારી ઉપર ઘણી માયા રાખે છે, કારણ કે તે જાણે છે કે જ્યારે હું જુવાન અને જોરાવર હતો, ત્યારે મેં તેની સારી રીતે ચાકરી કરી હતી. ( ૨ ) જ્યારે તે એક ઘણો નાનો છોકરો હતો, ત્યારે મને યાદ છે કે હમે ખેતરોમાં કેમ સાથે રમતાં હતાં. હમે ઘણીક સરતો ઘાસ ઉપર દોડતા હતા. ( ૩ ) તે હમેશાં મારી ઉપર માયા રાખતો હતો, અને મને કદી મારતો ન હતો. તે જાણતો હતો કે મને મારવું ઘટતું ન હતું, કારણ કે મારો જુવાન શેઠ જેબી ઇચ્છતો હતો તે કરવાને હું હમેશાં તૈયાર રહેતો હતો. ( ૪ ) મેં શીખવાને મારાથી બનતું કીધું, અને જ્યારે તે મને કાંઈ શીખવતો હતો, ત્યારે હું તેના ચહેરા તરફ જોતો હતો, અને તે મારી પાસે શું કરાવવા માંગતો હતો, તે શોધી કાઢવાને હું મારાથી

ભણતું કરતો હતો. જ્યારે એક વાર એક ચીજ મને આવડતી, ત્યારે હું તે કદી ભુલી જતો ન હતો. (૫) હું તેની સાથે નિશાળે કુદતો કુદતો જતો હતો. અને પછી ઘર દોડી જતો હતો, તે હમણાં એક મોટો છોકરો થયો છે, પણ હું હિમતથી કહું છું કે તેને યાદ છે કે જ્યારે હું તેને આવતાં જોતો હતો, ત્યારે હું તેને મળવા કેવો દોડી જતો હતો. (૬) તે વારંવાર મને પોતાનો ચોપડીનો કોથળો તેને માટે લઇ જવા આપતો હતો; અને જ્યારે તે તેમ કરતો હતો ત્યારે હું ઘણો મગરૂર થતો હતો, અને આખે રસ્તે તે સંભાળથી લઇ જતાં તેની બાજુએ ઘર ચાલતો હતો. (૭) જ્યૉર્જ—તે મારા જુવાન શેઠનું નામ છે;—તેને એક નાની બહેન છે અને તેણીનું નામ એડિથ છે. ઠીક, એક દહાડો એડિથ બહાર ઘાસ ઉપર બેઠી હતી. તેણીના હાથમાં એક બિસકિટ હતી. (૮) એક મોટા ભુખ્યા કુતરાએ તેણીને જોઈ, અને તે બિસકિટ લઇ લેવાને દોડતો આવ્યો. હું એડિથ નજદીક એક ઝાડીની પછવાડે સુતેલો હતો, અને જ્યારે મેં તે અજાણ્યા કુતરાને આવતાં જોયો, ત્યારે તેણીનો બચાવ કરવા હું કુદકો મારી ઉભો થયો. (૯) તે એડિથ તરફ ધસ્યો, અને બિસકિટ લઇ લેવાની કોશેશ કીધી, પણ મેં તેને ગરદનમાંથી પકડયો, અને તેને ખેંચી કાઢયો. હમને એક ઝનુની લડાઇ થઇ, પણ સેવટે મેં તેને હરાવ્યો. (૧૦) એડિથના પોકારથી તરતજ તેની માય બહાર આવી, અને જ્યારે તેણીએ જોયું કે તે નાની છોકરીને ઇજા થતાં મેં બચાવી હતી, ત્યારે તેણી ઘણી ખુશી થઇ. (૧૧) જ્યારે જ્યૉર્જ નિશાળેથી ઘર આવ્યો, ત્યારે તેણીએ તે વિષે તેને કહ્યું; અને તે મને હંમેશના કરતાં વધારે ચાહતો હતો. ત્યાર પછી મેં મારા શેઠ સાથે ઘણાંક સુખી વરસો ગુજાર્યા છે. પણ જેમ મેં તમને કહ્યું છે તેમ હવે હું એક બુઢો કુતરો થયો છું, અને જેમ હું તેની ચાકરી કરતો હતો, તેમ કરી શકતો નથી. (૧૨) જ્યૉર્જની પાસે મારૂં એક ચિત્ર છે. તે તેના ઓરડામાં ટાંગેલું છે. તે ઉપરથી તમે જોશો કે જ્યારે હું જુવાન હતો, ત્યારે હું કેવો દેખાતો હતો. તે વખતે હું એક સુંદર કુતરો હતો. જો તે વખતે તમે મને જોયો હતે, તો તમે મને હમણા ભાગ્યેજ ઓળખતે. (૧૩) એવો માયાળુ શેઠ ધરાવવા માટે મને ઘણો ઉપકારી થવું જોઇયે. મારા શેઠના જેવા વધુ શેઠો હોય તો ઠીક પડે. તે કહે છે કે જો કે હું માત્ર એક કુતરો છું, તો પણ મારા જેવા એક નીમકહલાલ જુના ચાકરને તે કદી ભુલી જશે નહિ.

# STORY OF THE SHEEP AND THE LAMB.

## ( સ્ટોરિ ઑફ ધી શીપ ઍન્ડ ધી લૅમ્બ. )

## મેંઢી અને મેંઢીના બચ્ચાંની વાર્તા.

Lad, *s.* ( લૅડ ) છોકરો.
Walking, *v.* ( ઉવૉકિંગ ) ચાલતો.
Field, *s.* ( ફીલ્ડ ) ખેતર.
Sheep, *s.* ( શીપ ) મેંઢું.
Quite close, ઘણીજ નજદીક.
To where he was, જ્યાં હતો, જે ઠેકાણે તે હતો.
Went, *v.* ( ઉવેન્ટ ) ગઇ.
A few, *a.* ( એ ફ્યૂ ) થોડા.
Steps, *s.* ( સ્ટેપ્સ ) કદમ, પગલાં.
At the same time, તેજ વખતે.
Turning round, ( ટર્નિંગ રાઉંડ ) ગોલ ફરીને.
Bleating, *part.* ( બ્લીટિંગ ) બેં બેં કરીને, પોકાર મારીને.
Loudly, *ad.* ( લાઉડલિ ) મોટેથી.
Do this before, અગાઉ આ પ્રમાણે કરતાં.
Wishing, *part.* ( ઉવિશિંગ ) [ ઇચ્છતાં.
To find out, *v.* (ટુ ફાઇંડ આઉટ) શોધી કાઢવાને.
Creature, *s.* ( ક્રીચર ) પ્રાણી.
Wanted, *v.* ( ઉવૉન્ટેડ ) માગ્યું.
Began, *v.* ( બીગૅન ) શરૂ કીધું.
Follow, *v.* ( ફૉલો ) પુઠે જવું.
Began to follow, પછવાડે જવા માંડ્યું.
Across, *pre.* ( ઍક્રૉસ ) પેલી મેર.
On and on, ( ઑન ઍન્ડ ઑન ) આગળ ને આગળ.
Led, *v.* ( લેડ ) બતાવ્યો, લઇ ગઇ.
Every now and then, વખતે વખત, વારંવાર.
Way, *s.* ( ઉવે ) રસ્તો.
Place, *s.* ( પ્લેસ ) જગા. [વેહેતો.
Running, *part.* ( રનિંગ ) દોડતો,
Stream, *s.* ( સ્ટ્રીમ ) ઝરો.
Spot, *s.* ( સ્પૉટ ) જગા.
Lamb, *s.* ( લૅમ્બ ) ઘેટું.
Struggling, *part.* (સ્ટ્રગ્લિંગ ) તરફડીઆં મારતું.
Fallen, *part.* ( ફૉલન ) પડેલું.
Bank, *s.* ( બૅંક ) કિનારો.
Over, *pre.* ( ઓવર ) ઉપરથી.
Below, *ad.* ( બિલો ) નીચે.
Could not get out, બહાર આવી શક્યું નહિ.
Must have known, જાણ્યું હશે.
Better, *a.* ( બેટર ) વધારે સારી.
Was needed, *v.* ( ઉવૉઝ નીડેડ ) જરૂર હતી, જોઇતી હતી.
To save, *v.* ( ટુ સેવ ) બચાવવાને.
Little one, (લિટલ ઉવન) ન્હાનું બચ્ચું.

